સા યં કા ળ નમે છે, રાત પડે છે, મધરાત થાય છે અને આભ ને અમ્ભોધિના આબને એકહાથ કરવા જેવી ગંજાવર પ્રવૃત્તિઓને પણ પડતી મૂકી, જગત્ જંપી જાય છે. જીવનમાં જાણે કોઇ જ કાર્ય કરવાનું બાકી ન હોય તેમ સમસ્ત જીવન નિદ્રાની મીઠી પાંખમાં નિરાંતે ઉંઘે છે. તથાપિ, મનુષ્યજીવનની અન્દર ? નાડી કે હ્રદયના ધબકારા? શ્વાસોચ્છ્વાસની ક્રિયા? નિદ્રસ્થ મગજ માંનો અખંડજાગ્રત પેલો જ્ઞાનતંતુ? સર્જનહાર એ પ્રત્યેક પાસે પોતાનું કામ કરાવતો અહોનિરંતર જાગ્રત જ હોય છે. કુદરતનો અણુએ અણુ તપાસો. તમને એમ લાગે છે, કે જનતા ઉંઘે એટલે એના જીવનને–અથવા પેલાં વૃક્ષો, લતા, ફૂલ આદિના જીવનને પણ જગતનિયંતા કેવળ તંદ્રા કે નિદ્રાને જ ખોળે નાખે છે? એમ જ હત, તો એ જ લતા કે એ જ ચીમળાયલું લાગતું ફૂલ પાછું પ્હરોડના ઝાકળ વખતે ફૂલ્યું ફાલ્યું દેખાય જ કેમ?

શું મનુષ્ય કે શું ફૂલ, ઉંઘે, પણ અન્દરનું ચેતન–અગ્નિ હોત્રિના અખંડ તાજા અગ્નિ પેઠ–જાગ્રત રહે, એવો જ ક્રમ નથી યોજાયો શું?

વિધવાને છેહ દીધા પછી તેનો નિઃશ્વાસ વ્હોરનાર પેલો પાશવી જીવ ભલે છૂટકારાનો દમ લઇ નિરાંતે ઉંઘતો હોય; કે પેટના બાળકને 'હરિ આશરે' છોડી દઇ, રમા ફાવે ત્યાં એનું નાપાક જીવન વહન કરતી હોય; પણ કાળ અને કુદરતનો નિયત ક્રમ, ઘડીઆળના ટકોરા પેઠ, ટકોરાબન્ધ કામ કર્યે જતો હવે તો, એ અશુભ ઘટનાને ધોઇ નાખવા, તેનાપર બારેક વર્ષોની વર્ષા વર્ષાઇ ચૂકી હતી. બાળક અનાથાશ્રમમાં ઉછરીને મોટો થતો હતો અને એના બુઝાઇ જતા જીવનદીપને પ્રોજ્વલ રાખનાર પરગજુ ઇન્દુ, પ્રસંગોપાત એની સંભાળ લઇ જતો–સાથે જ, સામાજિક સડાને નાબુદ કરવા માટે નવી નવી પ્રવૃત્તિઓમાં નિરંતર રત રહેતો.

# અ ર્પ ણ

હૈયાની અણદીઠ વરાળે આંખડીઓથી ઝડીઓ વરસી,
દગ્ધદિલથી વહ્નિજની વાયુની લહરી સ્પર્શી,
ને હેમન્તે પડેલ હિમશા નિઃશ્વાસો ઠંડા ઝીલી,
સૂનાં જીવનના વનવગડે, કંટકમાં ટશરો ખીલી;

વિહરતાં એ માનસતીરે, વીણ્યાં જે કંઈ હૃદયગુલાબ,
ધરૂં માત ગુજરાત! એનો તુજ પૂજ્ય ચરણકમળે 'ફૂલછાબ'

—કર્ત્તા

# સાંકળિયું

| વાર્તા | પાનાં |
| --- | --- |

સ્વ. જીવનસખી સૌ. કપિલા,

સદૈવ તું ફૂલભોગી હતી,
છબીમાંય તારા કરકમલે ફૂલછાબ છે,
ને ફૂલછાબ જેવું તારું હૈયું હતું...

તારી તરુણાવસ્થામાં જ,
'છે'નું હવે 'હતું' થતાં—

આપણા નિર્મળ પ્રેમના પવિત્ર ચિહ્ન નિમિત્તે
આ 'ફૂલછાબ' સાથે તારું સ્મરણીય નામ ઝંખતો,

વસન્ત, ૮૬
ખડાયતા પ્રેસ
અમદાવાદ

એકલવાયો
રતિલાલ સા. કોઠારી

# વસ્તુનિર્દેશ

**કા**વ્યોના બે પ્રકાર જાણીતા છે; ધ્વનિપ્રધાન અને ઉપદેશ-પ્રધાન. ઉપદેશપ્રધાન કાવ્યોનો જમાનો જીર્ણ થતો જાય છે અને જનરુચિને ધ્વનિપ્રધાન કાવ્યો વધારે માફક આવતાં હોય એમ અનુભવે સમજાયું છે. કળાવાઇને શિષ્ટ બનતી જનતાની વિવેકશક્તિનો તે વિકાસ સૂચવે છે—અથવા ગુજરાતી સાહિત્ય કે તેના રસજ્ઞ વાચકસમુહનું માનસ હવે ગરીબ નથી—ગૌરવાન્વિત છે, એવા અભિપ્રાય તરફ મનને વાળે છે.

કાવ્યોની પેઠે કથાનકોને પણ બે વર્ગમાં વહેંચી શકાય—ધ્વનિપ્રધાન અને ઉપદેશપ્રધાન. વાર્તાનું સીધુંસાદું વણુ ગોઠવી કહાડવું, શ્રી૦ 'ધૂમકેતુ'એ એક સ્થળે કરેલા શબ્દપ્રયોગ પ્રમાણે છાપાના 'રિપોર્ટ' રૂપે, વાર્તાના બનાવને કલમવાટે કંડેડાર કાગળમાં ઠાલવી નાખવા, વળી વાર્તા અને વાચક, ઉભયથી તટસ્થ રહેવા જેટલા સંયમી નહિ થતાં, આલેખાતી ભૂમિકાની વચ્ચે સ્વયં બોધના ધોધ વહેતા મૂકવા અને 'ખાધું પીધું ને રાજ કર્યું' જેવાં વાક્યો સાથે, સંકેલાની વાર્તાના અંતમાં, સમગ્ર નવલિકાનો સાર તારવી આપવો; એમ, વાચકની બુદ્ધિ-શક્તિને ઓછામાં ઓછો શ્રમ દેવાની દયાળુ સગવડ (!) યુક્ત—કલા નહિ પણ—કાબેલિયતવાળી ઉપદેશપ્રધાન વાર્તાનો યુગ લગભગ આથમી ગયો છે.

હૈયાને ઠુંકાળ એવી સમીરણની શીતળ લહરીનો સ્પર્શાનુ-ભવ થવા છતાં એનો પ્રત્યક્ષ દર્શનાનુભવ નથી જ થતો; આજની શિષ્ટ જનતાને ભૂખ ઉઘડી છે એવાં સ-રસ શૈલીથી

આલેખાયલાં ધ્વનિપ્રધાન વસ્તુવિધાનની. કથાનકને અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરો; વાર્તાસૃષ્ટિ વાસ્તે જે પાત્રો સર્જો, તેમય થઇ જઈ, પાત્રોની જ ભાષામાં, તેમના અંતરતળિયે ઠરેલા ભાવને, કલાના યથોચિત આભરણવડે પ્રતિબિમ્બિત કરો: 'સ્વલ્પ સાર ને અતિ વિસ્તાર'ની આદત છોડી, થોડામાં ઘણું ઘટાવો; અને વાર્તાના આત્માને વાચકના માનસગર્ભે વહેતો કરી આપી ત્યાંથી ખસી જાઓ: એ અમૂર્ત આત્માને, શાબ્દિક રસાયનવડે પ્રત્યક્ષ કરી આપવાના વ્યર્થ મન્થનમાં પડવાની કશી જરૂર નથી; આત્મા છે જ અગોચર–અને અગોચર છતાં, કુમ્ભમાંના દીપકપ્રકાશ પેઠે, કથાનકના કલેવરને નિજતેજથી લીંપી રહે એમાં, સૌન્દર્યનો, કલાનો, રસાત્મદર્શનનો જે સાક્ષાત્કાર થાય છે, તે બુદ્ધિપ્રધાન કથાનકોમાં મને નથી જ થયો.

રોગ ભોગ અને જ્ઞાન વિજ્ઞાનની સારીનરસી સમૃદ્ધિથી માંડીને કેટલાંક કંદમૂળ ને ફળફૂલનાં બીજ કે કલમોની, જેમ દરિયાપારના દેશોમાંથી, એશિયાના આ અન્નપૂર્ણા–મન્દિરમાં આયાત થઇ છે, તેમ કથ્યાં તે કોટિનાં ધ્વનિપ્રધાન કથાનકોના કલમી રોપ પણ જર્મની ફ્રાન્સ ઈંગ્લાંડ આદિની સાહિત્ય–વાટિકામાંથી, બંગાળનો અખાત તથા અરબી સમુદ્ર ઓળંગીને ગુર્જરીકુંજો સુધી આવી પહોંચ્યા છે; અને હવે તો, એનો મૌલિક ફાલ પણ ભરછક ફાલતો રહ્યો છે–આંખ અને આત્મા ઠરે એવો ઉત્તમ પ્રતિનો.

કેવળ કામી ગૃહસંસારના સંકૂચિત વર્તુલને લક્ષમાં રાખીને લખાયલી 'કળિયુગની વાતો' બાદ કરીને કહું તો આ મૌલિક 'ફૂલછાબ' ધ્વનિપ્રધાન કથાનકોની દિશામાં પહેલા અખ્તરારૂપ છે. મૂળે તો આ નવલિકાઓનું ઘણુંખરું

સ્વ. રા. સા. નારણદાસ કાળીદાસ ગામી



નાયબ દિવાન, પાલીતાણાસ્ટેટ

વસ્તુ ખંડકાવ્યોના સર્જન સારૂ સંચેલું; પણ છેલ્લા 'જળ-પ્રલય'માં એનાં ટાંચણ-ટિપ્પણ છંટાયાં અને કોઈ કોઇ કાગળ સાથે ઉધાઇએ પણ દોસ્તી સાધવા માંડી ત્યાંસુધી, છાપખાનાના જંજાળી ધન્ધા સાથે ઠોકરાતું ને ગુંગળાતું જીવન ખંડ-કાવ્યોની ભૂમિકા તૈયાર ન જ કરી શક્યું–કાર્લાઇલે ભાખેલી 'આત્મશાંતિ' માટે, "હૃદયના (અ) શાન્ત જીવનની આશ આઘી ને આઘી" જતી જોઇ, ત્યારે કાવ્યો નહિ, પણ એનાં મશીએઇ સગાં જેવાં કથાનકો ગુંથ્યાં: [1] માટીમાંથી મૂર્તિવિધાન કેવુંક થયું હશે, તે પ્રશ્ન તો કલાવિદોની કસોટિનો છે.

સિવાય બીજા બે પ્રશ્નોનો ઉકેલ કરવો બાકી રહ્યો: એક પ્રશ્ન હૃદયરસજ્ઞોનો; બીજો બુદ્ધિમાનોનો: રસ કયાં છે, ભાવ શો છે, ધ્યેય કયાં દોરી જાય છે, કથાકારે તેની નવલિકાઓમાં એક એક કેવા મુખ્ય મુદ્દાને છેડયો છે–કાંઇક એવાં તત્ત્વોની તરમાં તરબોળ થઈ જાય હૃદય; બાકીનું બધું નિરીક્ષણ બુદ્ધિગમ્ય છે. બુદ્ધિ ખામીઓ પણ ખણી કહાડે; ખૂંચ શોધવા મથે; દોષ તરફ એની વૃત્તિ પ્રથમ વળે. હૃદયરસજ્ઞોને આ પુસ્તકનું 'અર્પણ' જ ઉત્તર આપી દેશે. બુદ્ધિમાનો માટે સ્પષ્ટ કરવાનું કે:—

૧. ત્રણેક સિવાયનાં તમામ કથાનકો પુસ્તકમાં પહેલી જ વાર પ્રસિદ્ધ થાય છે,

૨. છપાયો છે તે એનો વ્યવસ્થિત ક્રમ નથી; લખાતું ગયું તેમ તેમ છપાતું રહ્યું,

---

૧. એવાં થોડાંક કથાકાવ્યો, આ પહેલાંનાં પુસ્તકો, સ્વદેશગીતાવલિ, અંજલિ તથા રાસમંજરીમાં છપાયાં છે અને એક વધુ કથાકાવ્ય આ પુસ્તકને છેડે છાપ્યું છે.

૩. સમાજ અને સિનેમાના પંકમાંથી ઉગેલાં પંકજો જે અસર આપી, તેથી પ્રેરાઇને કથાનકોનું ઘડતર થયું છે,

૪. Thomas Moore's "Lalla Rookh" નામનું કાવ્ય વાંચ્યું હશે તેમને 'શાપિત અપ્સરા'નું વાચન વધારે રસપ્રદ લાગશે; એમાં આલેખેલા પાંચ દૃષ્ટાન્તપ્રસંગોમાં, રોમ મિસર અને બૌદ્ધકથાના ઇતિહાસનાં પાનાં તથા જર્મન કવિ ગેટેકૃત નાટક 'ફાઉસ્ટ'નો વસ્તુસાર આધારભુત છે. 'કીકીનાં કામણ,' 'ભલો ભિખારી,' 'દવા કે દયા?' અને 'જજિયાવેરો,' એ અનુક્રમે બંગાળી, મરાઠી ને હિન્દીમાં વર્ષોપર વંચાયલી વાર્તાઓના પ્રધાન પાયાપર ચણાયલી સ્વતંત્ર ઇમારતો છે. 'પેટને ખાતર'માં ઇંગ્લિશ વાર્તાનું અવલમ્બન છે અને 'પાળિયાની પૂજા,' શ્રી. 'ધૂમકેતુ'કૃત 'ખંડેરની પૂજા'નું અનુકરણ છે.

છેવટ, કથાનકો કરુણાન્ત છે અને શ્રી. 'ધૂમકેતુ' લખે છે, કે "દુનિયામાં ઘણા પ્રકારની મીઠાશ છે, પણ છાના દર્દની તોલે આવે એવી એકે નથી"–એ સત્યના પૂજકોને આ કરુણાન્ત કથાનકોમાંથી દવતાં દિલ કે નિગળતાં આંસુની 'મીઠાશ'નો સ્વલ્પ આસ્વાદ પણ મળશે તો 'ફૂલછાબ'નું સર્જન–પ્રકાશન ફલિત થયું માનીશ.

વસન્તપંચમી /'૮૬<br>અમદાવાદ } કેશવ હ. શેઠ

તા. ક. પ્રૂફશુદ્ધિની અશુદ્ધિઓ વીણી કહાડવા જેટલો જોગ નથી મળ્યો; પણ પુસ્તકના પંદરમે પાને ઉડતી નજર પડતાં જે છાપભૂલ માલમ પડી, તે તરફ વાચકનુ ધ્યાન ખેંચવાનું, કે એ પૃષ્ટની છેલ્લી–પચીસમી લીટીપર લીટો તાણશો–એ લીટી, કોઈ બીજા કંપોઝની અહીં ઘુસી ગઇ છે!

# રા૦ સા૦ નારણદાસ કાળીદાસ ગામી

## ( એમનાં જીવનસ્મરણો )

તે મધુર સ્મરણપર બબ્બે શરદો વરસી ગઇ; છતાં હૃદયપટે પડેલી છાપ ધોવાઇ ગઇ નથી–ધોવાય એમ લાગતું પણ નથી.

**સંવત્ ૧૯૮૪**નો તે વસન્તકાળ હતો: ત્યારે એક "સુખી સ્વર્ગવાસ" નિમિત્તે નડીઆદ ગએલો. ત્યાંની તલાટી-પોળમાં, બેઠા મજલાના છતા એક ભવ્ય મકાનને મેડે ગયો અને મ્હોરેલી વસન્તના ફાલ્યાફૂલ્યા ફૂલફાલ જેવો કૌટુમ્બિક ડાયરો જામેલો જોયો.

**ગામી**–કુટુમ્બનો બહોળો પુત્રપરિવાર કાંઇક ગમગીન લાગતો. વિચાર્યું કે એમની ગમગિનીમાં મારે હિસ્સો દેવો જોઇએ; પણ તે પહેલાં તો, ભાગ્યે પાંચેક પળો વીતી હશે, ને અન્દરના ખંડમાંથી છત્રછાયા સરખા એક મુરબ્બી, સૌ બેઠા હતા ત્યાં આવ્યા–દેવસેવામાંથી તરતના જ પરવારેલા હતા: પ્રસન્ન મન; હળવે હસતી ને ભરાવદાર મોહક મુખકાન્તિ; ભાવભીનાં ને તેજઉજ્જ્વળ ચક્ષુ; ગૌરવર્ણ; માંસલ દેહ–જાણે નખમાંય રોગ નહિ! અઠ્ઠાવન વર્ષ જેટલી બુઝર્ગ વયવાળા, રા૦ સા૦ નારણદાસ ગામીને જોતાં જ પેલા ઋષિ–આશીર્વાદનું સ્મરણ થયું કે "શતં જીવ શરદઃ" આવા જ તન્દુરસ્ત અવતાર વાસ્તે નિર્માણ હશે !

**રા૦ સા૦ ગામી**ના સુખી સંસારનો વાડીવેલો વિશાળ ને લીલોછમ: એના વિકાસક્રમમાં નડતરરૂપ એક પણ કંટક નહિ! આબરૂ, પ્રતિષ્ઠા, સચ્ચારિત્ર્યના સુન્દરતર સંસ્કાર;

ઉંચા દરજ્જાની ઉદાર ખાનદાનીઃ આવાં વિશિષ્ટ પોષક તત્વોના ઉછેરવડે ઉમરે પહોંચેલા છ-છ પુત્રો, પુત્રી તથા પૌત્રીનું સુખ જોનાર ભાગ્યશાળી જનેતા તો તે જ હોય, જેણે પાંચે આંગળીએ પ્રભુને પૂજ્યા હોય. અ. સૌ. **સુરજબા**–રા૦સા૦ **નારણદાસ** ગામીનાં કુળલક્ષ્મીએ, એવા સુખી સંસારને સ્વામીની હુંફમાં છોડી, '૮૪ના પોષ વદ આઠમે આખરી આંખ મીંચી.*

**એ** "સુખી સ્વર્ગવાસ" નિમિત્તે નડીઆદ ગએલો, ત્યારે રા૦ સા૦ **ગા**ગીના મધુર મિલનનો લાભ મળેલો. શી ખબર, કે એ મિલન છેવટનું નિર્માયલું હશે !

**અહીં** એક કુદરતી સુયોગ જાણવા જેવો છે. અ૦ સૌ૦ સુરજબાની જન્મસાલ સં. ૧૯૨૪ અને રા૦ સા૦ **ગા**મીની જન્મસાલ પણ એ ! **સુ**રજબાની જન્મતિથિ શ્રાવણી પૂર્ણિમાની, ત્યારે રા૦ સા૦ **ગા**મીની જન્મતિથિ ભાદ્રપદ માસની રાધાષ્ટમીએઃ **સુ**રજબા સવા પખવાડીઉં વહેલાં જન્મ્યાં હતાં અને રા૦ સા૦ **ગામી** કરતાં નવ માસ ગુજર્યાં પણ વહેલાંઃ સરવાળે એ સુભગ દંપતી સાઠ-સાઠ વર્ષ જેટલું જીવન જીવ્યાં !

**સૌ૦ સુ**રજબાના સ્મરણાર્થે, તેમના જ્યેષ્ટ પુત્ર શ્રીમાન્ **ર**તિલાલભાઈએ દસહજાર રૂપિયા જેવી નાદર રકમ ખડાયતા કેળવણીમંડળને એ શરતે સોંપી છે, કે જેનું વાર્ષિક વ્યાજ

---

*તે પ્રસંગે **રા૦ સા૦ ગામીપર, ના૦** પાલીતાણાનરેશનો આવેલ દિલસોજ પત્ર, **અહીં** ઉતારવા જેવો છેઃ વાંચોઃ—

"**Y**aur Wife must have had the greatest Satisfaction of Seeing such a big family, devoted, honest and well aducated, and any mother may well be proud of having born such children for her mother country."

સ્ત્રીકેળવણી ખાતે ખર્ચાય-બીજા શબ્દોમાં સૌ૦ સુરજબાને નામે, જ્ઞાનોજ્જ્વલ કિરણોવડે કેટલાય ગૃહસંસાર અજવાળાશે અને તે જોઇને સ્વર્ગસ્થ જનેતાનો અમર આત્મા પ્રસન્ન થશે ને આશીર્વાદ સાથે કહેશે, કે દીકરા હજો તો આવા જ હજો.

**-અ**ને એ છચ્છ પુત્રાદિના પિતા! પુત્રો નિત્યના પ્રાતઃસ્તવન વખતે નિર્મળ મનથી ઇષ્ટદેવને પ્રાર્થના કરતા જ હશે, કે પિતા હજો તો રા૦ સા૦ **ગા**મી સરખા જ હજો. શાથી, તે આપણે સંક્ષેપમાં જોઇએ.

**જે**ઠ માસ એટલે જ્યેષ્ટ પુત્ર રતિલાલભાઇની જન્મગાંઠનો મહિનો; એ જ મહિનાની શુદ ત્રીજને દિવસે રા૦ સા૦ **ગા**મી વૈકુંઠવાસી થયા-સંવત્ ૧૯૮૫.

**એ વૈ**કુંઠવાસનો પ્રસંગ પણ કેવો કૌતુકભર્યો! ચન્દ્રહાસના આખ્યાનમાં આવે છે તેમ, પ્રધાન દુષ્ટબુદ્ધિએ લખેલ પત્રમાંથી ‘વિષ’ શબ્દનું ‘વિષયા’ શબ્દમાં પુનરાવર્તન થયું થતું ને? થએલા તે શબ્દફેરથી વિધિનાં અગમ્ય વિધાન વિષે આપણને કેવી તાજુબી ઉપજે છે! રા૦ સા૦ **ગા**મીનો અંતકાળ પણ કાળનો અગમ્ય પડદો એ રીતે જ ખેંચી રહ્યો હતો. હકીકત એમ બનેલી, કે પાલીતાણાના સ્વર્ગસ્થ દિવાન માટે મળનાર શોકપ્રદર્શક સભામાં રજુ કરવાનો ઠરાવ રા૦ સા૦ **ગા**મી ઘડી રહ્યા હતા-પણ તે ઠરાવના ગર્ભમાં ખુદ પોતાને જ હાથે-જાણે પોતાને જ માટે-એ ઠરાવ ન લખાતો હોય તેમ તે જ દિવસના લગભગ સાયંકાળે એકાએક હૃદય બન્ધ પડયું અને પાલીતાણાના એ રાજ્ય-પ્રજાપ્રિય નાયબ દિવાનના જીવનનો સાયંકાળ નમ્યો!

**‘न जाने जानकीनाथ...’**

એક દુહો છે:

"જબ તુમ આયા જગતમેં, લોક હસે, તુમ રોય;
"કરણી અયસી કર ચલો, તુમ હસો, જગ રોય!"

'નારાયણ'ના ઇષ્ટ નામોચ્ચાર સાથે નારણદાસ ગામી પ્રસન્ન વદને પરલોક સિધાવ્યા અને તેમની પાછળ પાલીતાણા રાજ્ય રોયું; સમાજના સુપ્રસિદ્ધ સજ્જનો રોયા; ખડાયતા જ્ઞાતિ રોઇ; કુટુમ્બ રોયું:*

ભર્તૃહરિનું સૂત્ર છે, કે

"ચક્રતુલ્ય સંસારમાં જન્મ-મરણ તો છે જ;
"કરે ઉન્નતિ ... જન્મ ધર્યો તેણે જ."

વંશ-કુળની, જ્ઞાતિ-સમાજની કે રાજ્ય-પ્રજાની ઉન્નતિ સાધી હોય, એનાં જ જન્મ, જીવન અને અવસાન ધન્ય છે. રા૦ સા૦ ગામી, પોતે એવા વિરલ જીવનની ધન્યતાને કેવી વર્યા હતા તે તેમની યશોજ્જવલ કારકીર્દિ કહી આપે છે.

પ્રથમ તેમની રાજ્યસેવા જોઇએ: રા૦ સા૦ ગામીની, પાલીતાણાસ્ટેટમાં એકધારી પાંતરીસ વર્ષ જેટલી રાજ્યસેવા—અને તે પ્રજાપીડનને ભોગે નહિ; પ્રજાપ્રિયતાના પ્રશસ્ત યોગે!

સંવત્ ૧૯૪૯ના ફાગણ માસમાં પોતે પાલીતાણાસ્ટેટના સર ન્યાયાધીશને હોદ્દે ચડયા; ત્યારપછી કેળવણીખાતાનો સર્વશ્રેષ્ઠ દરજ્જો પણ તેમણે ભોગવ્યો; જમીનખારડાના હક્ક, જેનું કામ અતિ ગુંચવાડાવાળું ને જોખમી ગણાય છે, તે નક્કી

---

* વિધવિધ દેશીરાજ્યો, અધિકારીઓ, સ્ટેટપ્રજા, જ્ઞાતિ અને જ્ઞાતિ સંસ્થાઓ ઉપરાંત પાલીતાણાસ્ટેટના સ્પેશ્યલ સરક્યુલર દ્વારા દર્શાવાયલી દિલસોજી, થયેલા શોક ઠરાવો અને સંખ્યાબંધ તાર-પત્રો આ વાતની સાક્ષી પૂરે છે.

કરનાર સમિતિના પ્રમુખ, સ્ટેમ્પ કમિશ્નર, રેજીસ્ટ્રાર તથા પોલિસ કમિશ્નર જેવા હોદ્દા પણ તેમણે યથોચિત દીપાવ્યા હતા. સં. ૧૯૬૯ ની પાલીતાણાની ગઝબનાક રેલ તો હવે ઇતિહાસાંકિત થઇ છે—એ દુઃખદાયક હોનારતથી લૈબતાઇ ગયલાં સંખ્યાબન્ધ અસહાય કુટુમ્બોને રાહત આપવામાં તેઓ અગ્ર-સ્થાને હતા. રેલસંકટ નિવારણ સમિતિનો જોખમી કારોબાર એમને જ સોંપાયો હતો અને તે અણીશુદ્ધ નિઃસ્વાર્થ કારો-બારની કદર કરીને હિન્દી સરકારે તેમને 'રાવ સાહેબ'ના ઇલ્કાબથી નવાજ્યા હતા.

આ કાંઈ એક જ પ્રજાકીય કામ તેમના હાથે નથી થયું: પાલીતાણાસ્ટેટમાંથી દારૂના પીઠાની જડ ઉખડી ગઇ, તે રા૦ સા૦ ગામીને જ પ્રતાપે. અફીણની હાટલો પણ પાલીતાણામાં નહિ જોઇ શકો. અંગ્રેજી શાળા ચાર ધોરણ જેટલી હતી, તે હાઇસ્કૂલમાં ફેરવાઇ ગઇ તે પણ રા૦ સા૦ ગામીની જ જહે-મતને આભારી છે.

રા૦ સા૦ ગામીએ જેમ પ્રજાનો ચાહ જીત્યો હતો, તેમ ના૦ પાલીતાણાનરેશનું ચિત્ત પણ જીતી લીધું હતું. ગામી. એટલે સમ્પૂર્ણ વિશ્વાસપાત્ર વ્યક્તિ! એ જ વિશ્વાસને લઇને તેઓ આદપુરના મેનેજર થયા હતા અને નાનીમેળના ભાયાતી ગામનો વહીવટ તેમને હસ્તક સોંપાયો હતો. વળી તેમની પાસેથી, એડમિનિસ્ટ્રેશન દરમયાન પર્સનલ એસિસ્ટન્ટ તરીકે 'સલાહકાર'ની સેવા લેવામાં આવતી; પાલીતાણાના હાલના ના૦ ઠાકોરસાહેબના ખાનગી સલાહકાર પણ તેઓ જ હતા. સં. ૧૯૫૪ માં ના૦ ઠાકોરસાહેબ જ્યારે તીર્થાટને ગયા, ત્યારેય રાજ્યની કુલ સત્તા રા૦ સા૦ ગામીને સોંપાઇ હતી.

મુરબ્બીશ્રી પોતાની નિત્યનોંધમાં એક સ્થળે લખે છે:—

"સદ્‌ગત નામદાર મહારાજા **નામસિંહજી** બહાદૂરે મને એવી સારી રીતે રાખેલ, કે બ્રિટિશ સર્વિસ જેવી સ્વતંત્રતાથી હું કામ કરી શકતો." દેશીરાજ્યોના **હોદ્દાપર** ચડવું અને પાંતરીસ વર્ષ પર્યંત માનભેર **ટકી** રહેવું એ ન્હાનીસૂની વાત નથી–ખાંડાની ધારપર ખેલવા કરતાં પણ વધારે વસમી વાત છે. તે સ્થિતિમાં હોદ્દો જાળવવો, દરજ્જાને દીપાવવો અને રાજ્ય–પ્રજા ઉભયને કલ્યાણકારી કર્ત્તવ્યમાં રત રહેવું તે એકનિષ્ટતા, પ્રામાણિકપણું, કુનેહ અને પ્રતિભાશકિત સિવાય બનવું બહુ દુર્ઘટ છે–એ સઘળું છતાં ગાદીપતિ બેકદર હોય, કેવળ લક્ષ્મીભૂખ્યો કે એશઆરામી હોય તો પ્રજાની આબાદી અને રાજ્યની ખીલાવટ ન જ થઇ શકે એ પણ દેખીતું છે. ના૦ પાલીતાણાનરેશ વિષે રા૦ સા૦ **ગામીએ** સ્વાનુભવ આલેખ્યા પછી વિશેષમાં એટલું જ લખવું અવશિષ્ટ રહે છે, કે **ગામીસાહેબના** ગત થયા પછી પણ તેમની સેવાનું કાયમી સમ્ભારણું રાખવાનું પોતે ચૂકયા નથી. પાલીતાણામાં, સ્વર્ગસ્થના નામનો "નારાયણ ઘાટ" બન્ધાવવાને લગતો સરકયુલર તાજેતરમાં જ પ્રસિદ્ધ થયો છે!

**બાકી** એક જ મુદ્દો: "પાંતરીસ વર્ષ જેટલી સેવાને પરિણામેય **ગામીસાહેબ** નાયબદીવાનનું પગથીઉં વટાવીને આગળ કેમ ન વધ્યા ?" વાચકને કદાચ આવી શંકા ઉદ્‌ભવે તો તેનો ખુલાસો, રાવ સાહેબની નિત્યનોંધમાંથી મળી આવે છે–માત્ર ખુલાસો નહિ; એ નોંધમાં, **ગામીસાહેબનું** નિર્મળ હૃદય વંચાય છે; ઉમદા ખવાસ, વિશુદ્ધ ચારિત્ર્ય, પવિત્ર અને ઉદ્દાત્ત ભાવના, પોતે કેવાં ધરાવતા હતા, તે સ્પષ્ટ થાય છે. વાંચો:–"પ્રયત્ન કર્યો હત, તો દીવાનને હોદ્દે પણ પહોંચત; પરંતુ તેમાં **જે પ્રકારની** શકિતઓ **જોઇએ**, તે મારામાં નથી. એવી શકિતઓ કેટલાકમાં સ્વાભાવિક હોય છે; તેમાંનો હું નથી.

તે શકિતઓ પ્રાપ્ત કરવામાં કેટલાક ગુણો—કે દુર્ગુણો, જે ગણો તે—મેળવવા પડે છે, તે માટે જેવું **અન્તઃકરણ** જોઇએ, તે મારામાં નથી, **અને નથી તેથી પરમાત્માનો ઉપકાર માનું છું. મારૂં મનુષ્યજીવન સાર્થક કરવા માટે જે સામગ્રી હું પ્રાપ્ત કરૂં છું**, તેનો વિઘાત કરે એવી બુદ્ધિ ન થાય, તે માટે **પ**રમાત્મા મને શારીરિક, માનસિક તેમજ નૈતિક બળ આપો."

**પ**રમાત્માએ તેમને કેવું બળ દીધું હતું, તેનું નિરીક્ષણ કરવા, હવે સ્વર્ગસ્થની રાજ્યસેવામાંથી ખસીને તેમના જીવનની અન્ય કલાઓ નિહાળીએ:

**સં**વત્ ૧૯૫૧ થી એટલે પહેલી પચ્ચીસીના સામા તટે પહોંચતાં જ—રા૦સા૦ **ગા**મીના જીવનમાં વ્યવસ્થિત ધાર્મિક સંસ્કારો રેડાયા—શ્રીમન્નથુરામ શર્માનાં વ્યાખ્યાનોદ્વારા. **ગા**મીસાહેબે ત્યારથી ઉપવીત ધારણ કર્યું, તમ્બાકુનું વ્યસન ત્યજ્યું, પોતાના બે મોટા પુત્રો—**મા**ણિલાલ અને શાંતલાલને પણ ઉપવીતસંસ્કાર થયા, સન્ધ્યાદિ પૂજન, પ્રભાતના ઉગતા પ્રહરનું એમનું નિત્ય-કર્મ થઇ પડયું: જીવનના ટકાવ સારૂ શ્વાસોચ્છ્વાસ અને હવાની જેમ અનિવાર્ય અગત્ય છે, તેમ ધર્મપાલનની પણ તેટલી જ આવશ્યકતા છે—સ્વધર્મપાલન સિવાયનું જીવન, તે સાચું જીવન જ નથી—એ સૂત્ર હૃદયપટે કાયમને માટે કોતરાઇ રહ્યું અને સરોવરના નિર્મળ જળમાં સૂર્યનું સ્વચ્છ પ્રતિબિમ્બ પડે છે, તેમ તેમનાં જીવનજળમાં ઇષ્ટભકિત પ્રતિબિમ્બિત થઇ રહી.

—**અ**ને ધર્મના આવા વિશુદ્ધ સંસ્કારને જ પ્રભાવે, ઘમંડ કે પાખંડની ગન્ધ સરખી પોતે જીરવી શકતા નહતા; પોતે અનીતિ કે દુરાચરણના કટ્ટા દુશ્મન હતા; દયાળુ હતા, છતાં એ 'સર ન્યાયાધીશ,' ન્યાયતોલનમાં પૂરા ઉગ્ર

હતા-ભેદાભેદ, છૂટછાટ, આંખમીંચામણાં, છૂટાબ્હારી-એવું કશું જ કસ્તર ઇન્સાફને કાંટે પડવા દેતા નહિ. સ્વભાવે ફૂલ સરખું એમનું મૃદુ હ્રદય ન્યાયની નજરે વજ્ર સરખું કઠિન લાગે-અને એ રીતે, ન્યાયને પોતે ધર્મના બારીકમાં બારીક કસોટીએ કસાવા દેતા. રા૦ સા૦ ગામીનું જીવન આલેખનાર મિ૦ અલીમાહમદ આરબીના શબ્દોમાં લખું તો 'પાલીતાણાનું ન્યાયખાતું અદ્દલ ઇન્સાફી, નમુનેદાર અને અનુકરણ કરવાયોગ્ય ગણાવા લાગ્યું છે, અને જેને માટે સ્ટેટ તથા પ્રજા મગરૂરી લઇ શકે છે, તે સ્થિતિ ખાસ રાવસાહેબના નિષ્પક્ષપાત વર્તણુને આભારી છે.' આ તેમનું ધર્મસંસ્કરણ! આંધળી શ્રદ્ધાવાળું 'વૈષ્ણવીઝમ' નહિ, પણ સચ્ચાઇ અને નીતિપૂર્ણ નગદ ધર્મી સંસ્કરણ! અહીં એ પણ જણાવવું જોઇએ, કે પોતાના કુળદેવ શ્રી કોટવર્કજીના મંદિરમાં પણ પાંચસો રૂપિયા જેવી સારી રકમની તેમણે ભેટ કરી હતી; અને તેમની ધાર્મિક વૃત્તિથી આકર્ષાઇને જ ના૦ મોરબીનરેશે નન્દકુંવરબા અનાથાશ્રમના એક ટ્રસ્ટી તરીકે તેમને પસન્દ કર્યા હતા.

એવા ધર્મનો પ્રભાવ, ગામીસાહેબના સમાજ-જીવનમાં કેવો પ્રવર્ત્યો હતો તેનું હવે વિહંગાવલોકન કરી લઇએ:-

પોતે આદપુરના મેનેજર હતા ત્યારે અને નાનીમાળનું ભાયાતી ગામ તેમની હકુમત હેઠળ હતુ ત્યારે, ખોટી મોટાઈ કે મમતના માર્યા થતા ખર્ચવરા તેમણે કમી કરાવ્યા હતા. 'જૂનું,' તે તમામ 'સોનુ' નહિ, પણ જૂના રીતરિવાજમાંથી ઇષ્ટ અને હિતાવહ હોય એ જ ગ્રહણ કરવાનો એ વયોવૃદ્ધ મુરબ્બીનો આગ્રહ, આજના કહેવાતા જ્ઞાતિ-આગેવાનોને ધડો-લેવા યોગ્ય છે. સીમંતભોજન વર્જ્ય કરવાની પ્રતિજ્ઞા, યુવાન-

વર્ગમાં તો હવે લેવાય છે, પણ ગામીસાહેબ મૂળથી જ એ મતના હતા. મરનાર પાછળ કાયટાં થાય, કેટલેક સ્થળે તો વળી ફરજિયાત થાય, એક જ નહિ, પણ બબ્બે કે ત્રણ ત્રણ નાતો થાય અને તેય વળી ઉપર ઘીની–ભારે ખર્ચનાં મિષ્ટાન્નની ! રા૦ સા૦ ગામી એ રક્ત ને વિત્તસોષણી રૂઢિથી વિરૂદ્ધ હતા. એમનું મંતવ્ય તો એ હતું, કે 'આર્થિક સ્થિતિ ઘણી સારી હોય તો એકાદ નાત કરવી. બાકી એ નિમિત્તનો ખર્ચનો મોટો ભાગ વિદ્યાદાન ખાતે જ ભલે ખર્ચાય.' લગ્ન–સીમંત પ્રસંગના ચાંલ્લાની રૂઢિ વિષે પોતે એવો મત ધરાવતા, કે 'કૌટુમ્બિક સ્થિતિ હમેશાં એકસરખી રહેતી નથી; તેથી ભાણેજ વગેરેમાં ચાંલ્લાનો નિયમ એવો રાખવો જોઇએ, કે જેથી પોતાને તેમ ભવિષ્યની પ્રજાને ભારે ન પડે.' પોતે રૂદન કુટણના રિવાજથી પણ વિરૂદ્ધ હતા.* ટુંકામાં, પાંચમી ખડાયતા પરિષદના પ્રમુખસ્થાનેથી વંચાયલું તેમનું ભાષણ વાંચો; જનતાને સંસાર અને સામાજિક સુધારણાની દિશાએ વાળવા સારૂ પોતે કેવા વ્યવહારૂ સન્માર્ગો સૂચવતા ગયા છે તે, એમાંથી જોઇશે એટલા જડી આવશે.

બાકીમાં થોડાંક પ્રકીર્ણ સંસ્મરણો રહ્યાં : અતિથિના આદરથી અને પુણ્ય–પરમાર્થથી સ્વર્ગસ્થનો ગૃહસંસાર ઉજમાળો હતો. 'જીવનસ્મરણો' નામના મારા પુસ્તકમાં વંચાતી કવિતા—

"ધન પામી, ધન વાવરે, એ જ ખરા ધનવાન;
"મણિધર–શિર મણિ રૂડો, ત્હોય 'મણિધર' નામ:"

એ રીતે પોતે ધનપાળ નહતા, પણ સખાવતી ને દાનવીર

* એજ નિયમે તેમના વૈકુંઠવાસ પાછી રૂદનકુટણ થયું ન હતું કે લાગટ મિષ્ટાન્ન ભોજન ઉડયાં નહતાં.

હતા. કુટુમ્બ, જ્ઞાતિ અને સમાજસેવારૂપ અખંડ અગ્નિહોત્રના યજ્ઞથી અલંકૃત હોય તે જ ભવન; બીજાં ભવન નહિ પણ વનઃ એ તેમના જીવનનો મુદ્રાલેખ હતો અને એ મુદ્રાલેખનો સાંગોપાંગ વારસો ઝીલનાર તેમના પુત્રરત્ન રતિલાલભાઇ તથા બીજા બન્ધુગણ * માટે વિના સંકોચે એમ કહી શકાય, કે

પુત્ર સવાયા તાતથી, ઉત્તમ એ પરિવાર;
પ્રકટી દીપક દીપથી, અજવાળે સંસાર.

એવા સમુજ્જ્વલ સંસારને સમ્બોધીને સહસા પેલો શ્રુતિ-મંત્ર હોઠે આવે છે, કે

**धान्यं धनं पशुं बहु पुत्रलाभं शत संवत्सर दीर्घमायुः**

**કેશવ હ. શેઠ**

---

* શ્રી. રતિલાલભાઈની, દિલ્હી અને અમૃતસરમાં રંગની બે સ્વતંત્ર પેઢીઓ છે; શ્રી હરિલાલભાઈ પાલીતાણામાં શિક્ષક છે; શ્રી. છગનલાલભાઈ ખંભાતમાં ડૉક્ટર છે; શ્રી. ચિમનલાલભાઈ મોરબી સ્ટેટમાં સર ન્યાયાધીશ છે; તથા બીજા બે ભાઈઓ–મણિલાલ શ્રી૦ રતિલાલભાઈની સાથે પેઢીપર છે અને ભાઇ શાંતિલાલ કોલેજના અભ્યાસક છે.

# સાલવારી

સંવત્ ૧૯૨૪: ( ભાદરવા શુદ ૮ ) જન્મ: નિત્યનોંધમાં વંચાય છે, કે, રા૦ સા૦ **નારણદાસ ગામીનું** જન્મનામ સાંકળચન્દ હતું અને કોટમાં રૂપાની સાંકળી રમતી-ઠેઠ લગ્ન થયું ત્યાં સુધી.

,, ૧૯૩૩: ( માઘ માસ ) લગ્ન

,, ૧૯૩૬: ( કાર્તિક માસ ) અંગ્રેજી અભ્યાસનો આરમ્ભકાળ

,, ૧૯૩૯: ગૃહસ્થાશ્રમ

,, ૧૯૪૨: ( જેઠ માસ ) જ્યેષ્ટ પુત્ર રતિલાલભાઇનો જન્મ

,, ૧૯૪૨: મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા.

,, ૧૯૪૯: એ.લ્એલ્. બી. થયા.

,, ૧૯૫૦: રાજકોટ–અમદાવાદમાં વકીલાત અને પાલી-તાણાસ્ટેટમાં સર ન્યાયાધીશી.

,, ૧૯૫૧: શ્રીમન્નથુરામ શર્માનો સંસર્ગ અને ધાર્મિક સંસ્કાર.

સન્ ૧૯૧૬: 'રાવ સાહેબ'નો ઇલ્કાબ એનાયત થયો.

,, ૧૯૨૭: ( જાન્યુઆરી, તા. ૧૮ ) પાલીતાણાની પ્રજા તરફથી માનપત્ર.

,, ૧૯૨૯: સ્વર્ગસ્થના સ્મરણાર્થે પાલીતાણામાં 'નારાયણઘાટ'

સંવત ૧૯૮૦: જ્ઞાતિપરિષદના પ્રમુખ

,, ૧૯૮૫: ( જેઠ વદ ત્રીજ ) વૈકુંઠવાસ

## કેશવ શેઠ કૃત

# પુસ્તકો



| | |
|---|---|
| સ્વદેશ-ગીતાવલિ | ૦-૧૪ |
| રાસ | ૦-૧૨ |
| પ્રભુચરણે | ૦—૮ |
| સ્નેહસંગીત | ૦-૧૨ |
| અંજલિ | ૧—૪ |
| જીવનસ્મરણો | ૨—૮ |
| કળિયુગની વાતો | ૦-૧૨ |
| મહાગુજરાતનો મહાકવિ | ૦—૩ |
| રાસમંજરી | ૦-૧૨ |
| ફૂલછાબ | ૧—૮ |

સંભાજીનું રાજ્યારોહણ<br>કોન્સ્ટેન્ટિનોપલની કથા } 'પ્રજાબન્ધુ'નાં ભેટપુસ્તકો



ખડાયતા મુદ્રણકલા મન્દિર
ચારરસ્તા, અમદાવાદ

**અમદાવાદ**માં માણેકચોક પાસે મહૂરતપોળ છે. કહેવાય છે, કે સાબરમતીનો વ્હેળો ત્યાં સુધી હતો. પછી કાળક્રમે નદીનાં પાણી ફંટાયાં; સાબરમતી આઘી ગઈ અને સૌથી પહેલી પોળ બાંધવાનું મુહૂર્ત મંડાયું, તે મહૂરતપોળ.

**મ**હૂરતપોળ પાસે માંડવીની પોળ છે. તે માણેકચોકમાં થઈને આસ્ટોડિયા ચકલાને મળે છે. અબરખનાં પાનાંનાં પડ જોયાં છે? પડમાં પડ ને વળી પાછાં પડ! એમ, માંડવીની પોળમાં નાની-મોટી નરી પોળો જ પોળો.

**તે** વખતે, આજના જેટલો ભવ્ય ને ભરાવદાર માણેકચોક હતો જ નહિ. રાતના નવ વાગ્યા પછી કોની મગદૂર છે, કે બહાર નીકળાય!

**એ**વા એક પ્રસંગે, પોળ બહાર-સરિયામ રસ્તે, છતાં ગલીકુંચીએ સંતાતી છૂપાતી-કોઈ બાઈ ઉતાવળે પગલે જતી હતી. માથે અમાસની ઘોર અન્ધારી મધરાત, કાળાં કર્મની પ્રત્યક્ષ પ્રતિકૃતિ સમી, ગાજતી હતી, ઠરી જવાય એવી ઠંડી અને મધરાતનો સમય: ઉજડખંખ લાગતા માણેકચોકમાં, આવે વખતે કોણ બહાર ફરતું હોય! દિશાઓમાં સુનકાર ભાસતો: બધે જ સુમની સ્મશાનશાંતિ: પ્હેરાવાળો પણ, ધૂણીના ગોટ સાથે ધીમા તાપે સળગતા, લાકડાના લીલા ઠુંડાની હુંફે ઓવરકોટ ચડાવીને ઝોકાં ખાતો, અર્ધનિદ્રાવસ્થામાં બેઠો હતો. એની નજર ચૂકાવીને બાઈ આગળ ચાલી. માણેક-ચોકમાં, માંડવીની પોળના પડતા મુખદ્વારમાં દાખલ થઈ. આખી યે પોળ સહિસલામત વટાવી, તે આસ્ટોડિયા ચકલે

નીકળી. પોળબહાર નીકળીને પડતા કોલા આગળ લગીર ખમચાઇને ઊભી રહી. તેણે આમતેમ જોઇ લીધું. એની આંખમાં ભય હતો, અંતરમાં વ્યગ્રતા હતી, મ્હોંપર કરુણતાની સ્પષ્ટ છાપ માલમ પડતી. એની લાચાર ને ફિક્કી કીકીને વિશ્વાસ પડયો, કે પોતાને ટોકનાર કોઇ જીવ રસ્તામાં નથી રખડતો, ત્યારે પાછી તે નદીને રસ્તે શ્વાસભર્યા હૈયે અને ભારે પગે ચાલવા લાગી.

કહ્યું તેમ, માથે અમાસની શ્યામલ મધરાત ગાજતી હતી અને એ ચન્દ્રવિહોણી રાતના જ બીજા સ્વરૂપ સરખી બાઇએ વિધવાની કાળી સાડી ઓઢી હતી. એની છાતીએ 'સવાશેર માટી'નું બાળક હતું–છેક હમણાં જ અંકુરિત થતી ફૂલકળી જેવું. રજનીને અંકે રમતા અસંખ્ય તારા, વિધવા જે હત્યાકાંડ આદરનાર હતી, તે માટે તેને ભયંકર હાસ્યે હસી રહ્યા'તા. વિધવાને તેની તમા ન્હોતી–એને કોઇની યે પરવા કયાં હતી? વિધવા અત્યારે 'વિધવા' ન્હોતી; વિફરેલી નાગણ હતી. તે ચાલી–આગળ ને આગળઃ પાછું વાળીને જોયા વગર નદીને રસ્તે. અને, રાણીના બાગ આગળ આવતાં, કૂતરાના ભસવાનો કર્ણકઠોર અવાજ સાંભળી તે ભડકી. વિધવા તરછોડાયલો અનાથ જીવ હતી; છતાં, બાગ સામેના વડના ઝાડે, ક્ષણેક એને રાહત આપી. ઝાડની છાયાતળે તે ઘડીક થંભી.–નજરને, સિ...ધી સાબરમતીના ઢોળાવ ભણી નાખતી, અવાચક જેવી, જોઇ જ રહી. વળી ઘેનથી ઘેરાઇને, છાતીએ વળગેલા બાળક તરફ સહસા દૃષ્ટિ પડી. વિધવાના શુષ્ક હૃદયમાં રહીસહી વત્સલતાની લાગણીનો વેગ કાંઇક વધ્યો. એનું હૈયું ધડકી ઉઠયુંઃ ના રહેવાયું. લુખ્ખી આંખો આંસુભીની થઇ. તેણે, હળવેથી, હાથમાંના બાળકને એક–માત્ર એક ચૂમી લીધી. તે ટગર ટગર બાળક સામે જોવા લાગી. દીર્ઘ

નિઃશ્વાસ સાથે, ભગ્નાશ ભાવે, ઇશ્વરના અસ્તિત્વને શોધતી હોય તેમ, અનન્ત આકાશ સામે જોયું. કાંઇ જવાબ, કાંઇ ઓથ, કાંઇ આશ્વાસનઃ કશું જ ન મળે ! અથવા એવા નિરાશાના સૂર શા સારૂ ? વિધવાના દિલમાં વસતા દેવે, તંદ્રાવસ્થા ભોગવવાને લીધે અગમ્ય પ્રેરણા મળવા છતાં ઝીલી જ ન હોય !

ઝીલાયા દૂરદૂરથી સરતા સંગીતના સૂર ! બાગની સામે ઉભી, ભદ્રની અન્દર જનારને આદર દેતા દરવાજા ભણીથી તે સરોદ નીકળતા હતા. ત્યાં વાજાં વાગતાં અને વિવાહનાં ગીત ગવાતાં. સુનમુન ઉભેલી વિધવાને, એ ગીત–સંગીતે આકર્ષી –બાલ મૃગલીને વીણા આકર્ષતી હોય તેમ. અને ઘેરાયલું વાદળ વેરાઇ જતાં આછો ઉજેશ પડે છે, એવી ચમકથી, વિધવાની કરુણ કીકી ચમકવા લાગી. એના શિથિલ પગમાં નવું જોમ પૂરાયું. નિમિષમાત્રમાં તેનો હત્યાકાંડનો વિચાર વિલાઇ ગયો. તે દોડી–આશાભર્યાં હૈયે ગઇ ભદ્રની અન્દર : જતાં જતાં, નદી તરફ તેણે નામનો ય દષ્ટિપાત ન કર્યો.

ભદ્રમાં લગ્નવિધિ ચાલતો હતો. વર–કન્યા, મંગળફેરા ફરીને ઉભાં હતાં. કન્યાના હાથમાં ગુલાબનું ફૂલ હતું. તે અજાણતાં નીચે પડી ગયું. ગુલાબનું પતન થયું અને પતનમાંથી અધઃપતન–વધારે સ્પષ્ટ શબ્દોમાં લખું ? ફૂલ નીચે પડતાં જ વરના પગની એડી તળે છૂંદાઇ ગયું: ફૂલની આ દશા ન જાણી વર–કન્યાએ; ન જાણી જગતે: જાણી માત્ર પેલી વિધવાએ.

વિધવા તે જ ક્ષણે ત્યાં જઇ પહોંચી હતી. વરના ચરણ તળે ચંપાઇ–છૂંદાઈ જવાને સરજાયલા ગુલાબની સ્થિતિ જોઇ તેનું અંતર વ્હલોવાઈ ગયું : "એણે મને આમ જ છૂંદી નાખી નથી ?" એના સુક્કા હોઠ ફફડયા. પણ વિધવા અહીં

ઝાઝો વખત થોભી શકે એમ નહતું. લગ્નસાજનિયાં પોતપોતાની ધમાલમાં હતાં: વિધવા પોતાની વેતરણ ઉતારવાની તક શોધતી હવાતીઆં મારી રહી હતી–નહિ, તેની વેધક દૃષ્ટિ, લગ્નપ્રસંગ માણવા આવેલા શેઠીઆઓની ગાડીઓ તરફ ખેંચાઇ રહી હતી. એને એક ગાડી ગમી. તે બ્રૂમગાડી હતી–બારણાં બન્ધ થાય એવી.

"ગરીબને ઘેર ગાડી ન હોય; એ શોખ તો શ્રીમંતો જ ભોગવે: બેટા, બાપુ ! તારૂં ગળુ ગુંગળાવી નાખવાની કે તને નદીમાં પધરાવવાની હિંમત કેમ ચાલે ? ગાડી કોઇ શેઠીઆની હશે. શેઠીઆને પનારે તને છોડી મેલું છું...સુખી થા."

—અને છેલ્લી બચી લઇ, ઉષ્ણ શ્વાસે ને ફડકતા જીવે, વિધવાએ પોતાના ફૂલબાલકને ગાડીમાં સુવાડયો ને અઘોર રાતના અન્ધાર પડદે તે કયાંય અલોપ થઇ ગઇ.

***

"ગરીબ નું નસીબ ગરીબ," એ સનાતન સત્ય હો વા ન હો; છતાં કેટલીકવાર એ કહેવત ખરી પડે છે જ ને ? બાળક સુખી થાય એ ઇચ્છાએ તેને બ્રૂમગાડીમાં સુવાડીને વિધવા વદાય થઇ, પણ તે વાહન કોઇ શ્રીમંત–શેઠીઆનું ન્હોતું–ઉજળા લેબાશમાં જર–ઝવેરાતનો શિકાર શોધતા બદમાશનું હતું !

મેળો હોય, મહેફીલ હોય, સમારમ્ભો હોય, ત્યાં એવા બહાદર બદમાશોની હાજરી હોવાની જ. પોષાક કે બોલીચાલીપરથી બદમાશી બહાર પડી જાય એવા એ કાચાપોચા નથી હોતા. તમારી જ બેઠક પાસે બેસી શકે, તમારી ખાણી–પીણીમાં ને વિનોદ–ગોઠડીમાં છૂટથી ભાગ લઇ શકે અને ધાર્યો શિકાર હાથ લાગતાં, લાગ જોઇને ઉચાળા પણ ભરી જાય ! ભદ્રના લગ્નસમારમ્ભનો લાગ જોઇને કેટલીક બીજી ટેક્ષીઓ સાથે,

બદમાશે પોતાની બૂમગાડી ભેળવી દીધી હતી; અને આ તરફ જ્યારે શાંતિથી લગ્નવિધિ શરૂ થયો, ત્યારે બદમાશે ઘરેણાંથી શણગારાએલા કોઇ બાળકની શોધ, શિકારી કૂતરાના શાંતિથી કરવા માંડી હતી; પણ આજ એ મુહૂર્ત જોયા સિવાય આવ્યો હશે કે કેમ, તે તો તે જાણે: પણ એની ઉમેદ બર ન જ આવી અને લગ્નસાજનિયાં વેરાવા માંડે તે પહેલાં જ, મંડપથી દૂર, બાજુપર રાખેલી બૂમગાડી તેણે પોતાને રસ્તે છોડી મૂકી.

અન્દર સૂતેલા બાળકનો નશો ધીમે ધીમે ઉતરતો જતો હતો ગાડી ભદ્રના કિલ્લાની બહાર નીકળીને કોટની રાંગ આગળ આવી, કે તેણે રડવા માંડયું. બદમાશ ચમક્યો. એને હવે જ ખબર પડી, કે અન્દર પોતાના સિવાય એક બીજો જીવ સૂતેલો પડ્યો છે! ગજવામાંથી પોકેટલેમ્પ કહાડી, રોતા બાળકપર સર્ચલાઇટ નાખ્યું. તે તરતજ પામી ગયો, કે કોઇ વિધવાએ તરતના જન્મેલા બાળકને ગાડીમાં નાખ્યું હોવું જોઇએ. એના અંગપર દાગીના તો હોય જ ક્યાંથી? ગળે તાવીજ માત્ર હતું. બદમાશને વેઠ કે વાટે જતાં પલિત વળગવા જેવું લાગ્યું. એના દિલમાં દયાનો છાંટો સરખો હત, તો તે બદમાશીનો ધંધો ખેડવા જેટલો અન્ધ કેમ થાત? બૂમ-ગાડીનું બારણું ખોલ્યું અને આમતેમ નજર ફેરવી જોઇ, કોટની રાંગ આગળ ઝાડની ઝૂકલી ઘટા તળે, લુગડાંની નાન-કડી પોટલી ફ્રૂજેટી દે તેમ, બાળકને ધરતીમાતાને ખોળે પધરાવી, બદમાશ નદીપાર નીકળી ગયો.

***

**પિશાચ લીલા** જેવી સમાજની લોહીચૂસ રૂઢિને ભોગ **કન્યાકાળમાંથી રમા** પત્ની બની હતી અને પત્ની થયાને બીજે જ વર્ષે એના કમનસીબ કપાળનો સૌભાગ્યચાંદલો ભૂંસાયો

અને વિધવાપણાનો ડામ દેવાયો હતો. રમા વિધવા થયા પછી પોતે તપસી બને, એ બીલકુલ અશક્ય હતું; કેમકે એ જાતની તાલીમ તેના જીવનને મૂળથી જ મળી ન્હોતી, તેમ એ પ્રકારનું વાતાવરણ પણ મુદ્દલ ન મળે. રમાની રસવૃત્તિ, પત્નીપદે ઢંઢોળીને જાગ્રત કરી હતી અને તે પૂરો ઉપભોગ ભોગવવા માંડે, તે પહેલાં તો એનો અમૃતજામ ક્રૂર કાળે ઢોળી નાખ્યો હતો. પરણ્યો પરલોક સિધાવ્યો, રમા વિધવા થઇ, સાસરિયાંએ એને નઠારાં પગલાંની ઠરાવી હડધૂત કરી નાંખી; પિયરની પાંખમાં લે એવું કોઇ હયાત હતું નહિ: 'રહે તો આપથી અને જાય તો સગા બાપથી' એ કહેતી પ્રમાણે, ઘર, કુટુમ્બ અને સમાજથી તરછોડાયલી રમાએ રાહત શોધવા માંડી. રાહત શોધતાં તે 'તપસી' ન બની પણ પરાયા પુરૂષની ઇંદ્રજાળમાં લોભાઇને લપસી પડી. પુરુષે લપસી પડતી વખતે એની વ્હાર ન કરી–બલ્કે પોતે પાકો બેવકૂફ બન્યો. હરામના હમેલ રહેતાં જ વરણાગીઓ વિફર્યો. અત્યારસુધી ઘોર નિદ્રામાં ઘોરતો તેના દિલનો દેવ જાણે હવે જ જાગ્રત થયો હોય તેમ સમાજ અને લોકલાજના વિચારે તે લેવાઇ ગયો અને, 'તું તારૂં ફોડી લે–હું કાંઇ ન જાણું', કહીને રમારૂપ ફૂલરોપાને તેણે દૈત્યની નિર્દયતાએ તરછોડી કહાડયો. જાણે કંઇ જ બન્યું ન હોય, તેમ પેલો પિશાચ જીવડો પોતાનાં નિત્યકામમાં રત રહેતો. વિધવા–રમા–લપસી તે લપસી; એને કોણ ઉદ્ધારે ?

રમા એક જણથી છેતરાઇ હતી અને સમાજથી તરછોડાઇ હતી; છતાં એને સમાજમાં રહેવું હતું. તે 'યોગિની' બને એવું તેનામાં બળ નહતું; તેને મરી જવું મીઠું ન્હોતું લાગતું: રમા પણ મનુષ્ય હતી: તે સુન્દર હતી અને એની યૌવનવસન્ત હજુ તો હમણાં જ પૂર બ્હારમાં ખીલતી હતી:

રમાને જીવવું હતું–સમાજ વચ્ચે રહીને જીવવું હતું. જીવતરમાં નડતર રૂપ હતું પેલું બાળક. **માતાને**, પોતાનું જ બાળક **બલા**રૂપ લાગ્યું! તેણે તે નડતરને દૂર કર્યું: બાળક સુખી થાય એવો રસ્તો શોધીને દૂર કર્યું: પણ પરિણામ વિપરીત નીવડ્યું.

***

**અમાસની** એ અઘોર રાત આથમી ગઇ હતી અને ગુલાબી આકાશમાં આછો ઉજેશ પથરાતો હતો. કોઇ કોઇ વાર પ્રભાતિયાનો ધીમો, ઉંડો, દૂર દૂરથી સૂર સંભળાતો: સરિયામ રસ્તે, પાણીનો છંટકાવ થવા માંડતો હતો. લોકની આવ–જા બહુ ઓછી હતી–હજુ તો મિલોના મિનારારૂપ મરઘા બોલ્યા નહતા: તે વખતે, પ્હરોડિયાની તાજી હવા લઇ, શરીરને સ્વચ્છ ઉષ્મા દેવા સારૂ નિત્યનિયમ પ્રમાણે ઇન્દુ ફરવા નીકળી પડયો હતો. તે રાણીના બાગ આગળ આવ્યો. બાગની અન્દર, સૂર્યનારાયણનાં દર્શનની રાહ જોતાં સુન્દર ફૂલને નયન ભરી નિહાળ્યાં અને ત્યાંથી તે આગળ ચાલ્યો.

થોડેક ગયો અને એના પગ આગળ–એલિસબ્રિજપરના ચડાવ પાસે જ–કંઇક અથડાયું. ઇન્દુએ નીચે જોયું. શક પડયો. હાથમાંની લાકડી વડે, અથડાયલી ચીજને સંકોરી. લુગડું ખસી ગયું અને વિધવાના પેલા બાલકનો મુલાયમ છતાં, ઠંડીથી અકડાઇ ગયલો દેહ દેખાયો. ઇન્દુ સ્તબ્ધ થયો.

એ વખતે, સામેના બાગમાં, સૂર્યનારાયણનું કોમળ કિરણ ઉતરતું હતું. એ સુરેખ કિરણ, ફૂટતી ફૂલ–કલિકાઓને ને ખીલેલાં ફૂલને જાણે પંપાળતું ન હોય!

ઇન્દુએ એ જ રીતે પેલા અનાથ બાલકને શરીરે હાથ ફેરવ્યો. ‘ઉકરડે ઉશેટાયલા’, દેવદીધા એ ફૂલબાલકની છાતીએ

હાથ ચાંપી જોયો. બાલક બેભાન હતું; મરી ગયું ન્હોતું. એની છાતી, ધીમા શ્વાસે ધડકતી હતી.

ઈન્દુએ ફરવા જવાનું આજ એટલેથી જ પતાવ્યું. બાલકને લઇ તે ટેકૂસીમાં બેસીને ઘેર પાછો ફર્યો.

ઇન્દુને, હૈયાફૂટા સમાજે ‘બંડખોર’ નામનો બિલ્લો, વણમાગ્યો પધરાવ્યો હતો: અને એક રીતે તે બંડખોર કહેવાય પણ ખરો. ઇન્દુ બંડખોર હતો, પણ સમાજનો નહિ; સમાજના અનિષ્ટ રિવાજનો. પરંપરાગત્ ચાલતી આવેલી રૂઢિના રોગને હરકોઇ ભોગે દફે કરવા જેટલો, જરીપુરાણા રીતરિવાજનો એ કટ્ટો દુશ્મન હતો. બાળલગ્નો; પરિણામે બાળમાતાઓ અને એનો જે પરિપાક, તે બેહંતિયા અવતારની ભુતાવળ! આર્યસંસ્કૃતિને અક્ષંતવ્ય કલંકરૂપ આ સ્થિતિ તેને અસહ્ય હતી. કહેવાતી કુલીનતા સાથે લગ્ન, પૈસા સાથેનાં પરણ કે સાટાં-તેખડાંરૂપ વર-કન્યાના કપાલા: પસન્દગીનાં લગ્નનું તો નામનિશાન ન મળે! અન્ધશ્રદ્ધાથી ભારોભાર ભરેલી ધર્મઘેલછા; મમતીલા ખર્ચવરા પાછળ ખપી જવા તૈયાર, પણ એ જ નાણાં કે એના અમુક અંશ ‘વિદ્યોત્તેજક ભંડોળ’માં ભરવાનું કહેતાં લોક મરવા પડે: નિરાધાર કુટુમ્બો, અનાથ બાળકો અને હડધૂત થતી વિધવાઓનાં શાપ અને આંસુથી બિલકૂલ બદ્સુરત બની ગએલા હિન્દુસમાજ પ્રત્યેના અસંતાષની આગથી ઇન્દુનું અંતર ચચણી જતું.

—અને આ ‘ભયંકર’ કારણોસર નાતે એને ક્યારનો ગુન્હેગાર ગણીને પોતાના ગન્ધાતા વાડામાંથી રદબાતલ કીધો હતો.

ઈન્દુએ નાનકડું મંડળ સ્થાપ્યું હતું. ખપ્પરમાં હોમાઇ જવા તૈયાર હોય એ જ મર્દબચ્ચાઓ એમાં ભળી શકતા.

એ મંડળનો પોતે મુખ્ય નિયામક હતો, તે રાક્ષસી રૂઢિઓ સામે હલ્લો કરવાના હમેશાં પ્રસંગો શોધતો અને જવલ્લે જ એકાદ તકને ખાલી જવા દેતો.

ઇન્દુ, નાતોની નાદિરશાહી તોડવા મથતો; ખોટા ખર્ચ-વરાપર પિકેટિંગ ભરાવતો; જુવાનજનતાને સંસારસુધારા સંબંધી અનેકવિધ વિધિથી કેળવતો; સમજુવર્ગમાં એનું સારૂં માન હતું.

કચરો અને નરક ઢસરડી-ઢસરડી સમાજને અને એના રસ્તાને સ્વચ્છ રાખનારો વર્ગ અસ્પૃશ્ય, અને ભઠીઆરૂં કૂટતો કે લાલ પાણી પીનારો, બ્રહ્માના મુખમાંથી નીકળેલો બ્રાહ્મણ પવિત્રતાનું પુતળું! ઇન્દુને આ ચિતાર ચીતરી ચડાવતો, એને અંગે કંપારી છૂટતી. સ્થિતિચુસ્ત સમાજની દશા મારી કે મીટાવી દેવાય નહિ, ને તે પહેલાં જ પોતે મરી જાય, તો જીવ ગતે ન જાય, એટલી એને તમન્ના હતી.

એવા ઇન્દુને હાથ આજ અનાથ બાળક ચડયું. એના દિલમાં, બાળકને આમ ઉશેટી જનાર તેની જનુનીનો દોષ વસ્યો, તે કરતાં હજાર દરજ્જે વધારે દોષપાત્ર, બાઇને ફસાવનાર નરપિશાચ લાગ્યો : પણ દોષનું માપ કહાડવા કે એનું ગણિત ગણવામાં જ તે રચ્યોપચ્યો રહે એવો તરંગી સુધારક ન્હોતો. ઘેર ગયા પછી, ઘટતા ઉપચારવડે, મરવાની અણીપર આવેલા બેશુદ્ધ બાળકની બરાબર ઠઠવેઠ થઇ અને પદરના પૂરતા ખર્ચે સંપૂર્ણ દેખરેખથી ઉછેર-પાલન થાય એ રીતે, તેને 'અનાથાશ્રમ'માં સોંપાયો.

* * *

ઇન્દુને નવો સાથી મળ્યો હતો. તે ચિત્રો સારાં દોરી જાણતો. હિણાતા હિન્દુસમાજનાં અને દુઃખીઆરા સંસારનાં કરુણ ચિત્રદર્શનો તે આબાદ આલેખી આપતો. સામાજિક સ્થિતિ-સુધારણાના કામમાં ઇન્દુને તે ખરો ખપ લાગ્યો અને એ રીતે બન્ને વચ્ચે મૈત્રી બન્ધાઇ.

એનું નામ બિન્દુ. બિન્દુને વેડફાતા સંસારનું, લક્ષ્મીને લોભે બુઢ્ઢા વેરે પરણાવવામાં આવતી બાળાના લગ્નબલિદાનનું અને અકાળે બનેલી વિધવા, અજાણતાં ફસાઇ પડયા પછી તે શી સ્થિતિમાં મૂકાય છે તેનું, એમ ત્રણ ચિત્રો તૈયાર કરી આપવાનાં હતાં.

ત્રણે ચિત્રોની આકૃતિઓ (Designs) તૈયાર થઇને બિન્દુના ટેબલપર પડી હતી અને જે એક ચિત્ર ચીતરવામાં તેણે કોઇ જીર્ણ ફોટાની મદદ લીધી હતી, તે ફોટાપરથી એક એન્લાર્જ છબી તૈયાર કરવાનો જૂનો કોડ એને જાગ્યો. એવું કોઇ કોઇ વાર બને છે, જ્યારે અંતરના સૂક્ષ્મ ભાગમાં ભૂલેચૂકયે ય ભરાઇ રહેલું સ્મરણ, વિસ્તૃત સ્મૃતિમૂર્તિ સ્વરૂપે દેખા દે છે અને પ્રહરના પ્રહરપર્યંત તે જ ચિન્તનમાં મન તન્મન થઇ રહે છે. ઉડતા પંખીના મુખમાંથી વેરાયલો એકાદ ધાન્ય કણ, કોઇ વિરલ પ્રસંગે અંકુરિત નથી થતો શું? આજ ચિત્રકારના દિલમાંથી એકાદ ભુતકાલીન સ્મરણ જાગ્રત થયું, ઉગી–ફૂટી નીકળ્યું અને તેમાં તે તન્મય થઇ ગયો હતો.

એ સ્મરણને તાજું કરાવનાર હતો પેલો જીર્ણ ફોટો. ફોટાને તે અનિમિષ આંખે, કેટલીયે ક્ષણોપર્યંત નિરખી રહ્યો. નજર ત્યાંથી ખસે જ ના. પછી એ જૂના, ઝાંખા કાગળપર પડેલી છબીને હૈયા સાથે ચાંપી, એક ચુમી પણ લીધી. વળી નજર તેનાપર ઢાળી રહ્યો. છેવટ ઉઠયો. કેનવાસ, રંગ-

પાત્રો અને પીંછી આદિ સાહિત્યથી તે સર્જ્જ થયો. ફલકપર એ જીર્ણ ફોટાપરથી એન્લાર્જ છબી હવે તૈયાર થતી હતી.

**ચિત્ર**કાર સીગારનો બડો શોખીન. એના વગર ચેન જ ન પડેઃ ચિત્ર ચીતરાય જ નહિ. ચીતરાતી છબીને, પોતે સીગારનો ધૂમ્ર–ધૂપ દેતો, ને અન્દર રંગો પૂરતો. પરન્તુ છબી ચીતરવામાં જ્યારે ખરો રંગ જામ્યો, ત્યારે તો સીગારનું સળગતું ઠુંઠું મુખમાંથી કહાડીને નીચે મૂકવું જ પડયું; નહિ તો મુખાકૃતિની પ્રત્યેક રેખા આબાદ આલેખી શકાત કે નહિ, એ એક પ્રશ્ન હતો. ભવ્ય લલાટ, તેની આગળ ઉડતી એકાદ અલકલટ, નમણું નાક, અમૃતનું પાન કરાવનાર પેલો અધરોષ્ટ, મદભર નયણાં...મુખપરની એકેએક આકૃતિને અદ્દલ ઇન્સાફ આપવામાં ચિત્રકાર તેની પ્રતિભાને પૂરેપૂરી ખપાવી નાખતો હતો. ચીતરાતા ચિત્ર સામે પોતે એવો તો ચિત્રવત બની ગયો હતો, કે તે જગત્‌માત્રને, ખુદ પોતાને પણ જાણે ભૂલી ગયો ન હોય, એમ લાગતું. અત્યારે એની દુનિયા, એટલે એકમાત્ર ચિત્ર.

“**શાબાશ, બિન્દુ** !” મિનિટો થયાં આવીને ઊભા રહેલા ઈન્દુએ જ્યારે ખભો થાબડયો, ત્યારે જ **બિન્દુ** ધ્યાનભંગ થયો. ઇન્દુનો હેતુ વિક્ષેપ કે વિઘ્ન નાખવાનો હતો જ નહિઃ નડતા વિઘ્ન પ્રત્યે ધ્યાન ખેંચવા ખાતર જ તેણે **બિન્દુ**ને બોલાવ્યોઃ **બિન્દુ**એ ઇન્દુની સામે જોયું. ઈન્દુએ **બિન્દુ**નું ધ્યાન ખેંચ્યું અને **બિન્દુ** ઉછળ્યો–ગભરાઇ ગયો.

**બાબત** પેલી સળગતી સીગારની હતી. તે બેધ્યાનપણે, પેલા જીર્ણ ફોટાપર જ મૂકાઇ ગઇ હતી; પછી બિન્દુ એના ચિત્રકામમાં ગૂંથાયો અને અગ્નિએ પોતાનું કામ કરવા માંડયું.

બરાબર ફોટાના મુખપર જ ચંપાયલા હ્હાળાએ ભગન્દર પાડી મૂક્યું હતું!

**એન્લાર્જ** છબી અધૂરી રહી; અને તે વખતે, પવિત્ર ઇન્દુના પારસ જેવા શુદ્ધ સંસર્ગથી હવે જેનું જીવન જ ફરી ગયું હતું, તે **બિન્દુ**ના મૂક આન્તરોદ્‌ગાર સાંભળિયેઃ– "અરેરે, રમા! તારી છબી અધૂરી રહી! તેં હતાશ કર્યો– પણ, ઓહ! મેં તને ઓછી હતાશ કરી છે! તારા સર્વનાશનું કારણ આ જ અધમ જીવ...અરેરે, તારા જીવનમાં મેં હોળી ધીકાવી હતી–આજ એક રહીસહી જીર્ણ છબી પણ એમ જ ભસ્મિભુત થઇ! દુનિયામાં મારા જેવો નફ્ટ ને લંપટ હશે કોઇ?

"હવે શોક કર્યે બગડેલી બાજી ઓછી જ સુધરવાની છે." **ઇન્દુ**એ **બિન્દુ**ના **ચિન્તાતુર** ચ્હેરા તરફ જોઇ દિલસોજી દર્શાવતાં કહ્યુંઃ એ શું સમજે કે **બિન્દુ** કેમ લેવાઇ જતો હતો!

***

**ચિત્રકારને** આખી રાત ઉંઘ ન આવી; અથવા નિદ્રા માટે નયનમાં સ્થાન થાય, એમ હતું જ નહિ. એ જગા, ભુતકાળની ભયંકર ભુતાવળે ક્યારની રોકી લીધી હતી. અનેકનાં ચિત્રો આલેખનાર ચિત્રકારને પોતાના જ પૂર્વજીવનનાં વિચિત્ર ચિત્રો આજ દમી રહ્યાં હતાં. હવસના ક્ષણિક આનન્દની ખાતર એક ભોળા ને વિશ્વાસુ જીવનને તેણે કેવું હોમી દીધું હતું! "રમાને હમેલ રહ્યા પછી તેને તરછોડતી વેળાએ, હૈયું ફાટી જાય એવો તેનો વલોપાત! વજ્રને ય પીગળાવી દે એવું રૂદન! શ્વાસ થંભી થાય એવું આક્રન્દ જોતાં દૈત્યને ય દયા આવે એવો કરૂણ ચ્હેરો! રમા! રમા, તારૂં શું થયું હશે! તું આગળ દિલ ખોલી નાખવાનું એને મન થયું; પણ તેને ત્યાં

ક્યાં હશે? જીવતી હશે? બાલકનું શું કર્યું હશે! રમાની કેવી ખાનદાની! મેં એને તરછોડી, પણ મને ફજેત કરવા તે તૈયાર ન થઇ. અરેરે, ગઇ તે ગઇ. ફરી ફરકી પણ ના! કેવો ઉમદા ટેક! રમા, તું મળી શકે? મળે તો હવે તને જરૂર સંઘરૂં. પણ આ વિશ્વાસઘાતકપર એને ભરૂસો પડે? અરે જીવ, તું આ શું કરી બેઠો!"

**બિન્દુ**ની વિચારમુગ્ધ દૃષ્ટિ તેણે આલેખેલા ચિત્રપટપર પડી અને ગાંડાની પેઠ તે બકવા લાગ્યો: "કવિઓ, તમે નરી કવિતાઓ રચો છો; તમારા પોતાના જીવનને કાવ્યમાં ઉતારી જોયું છે કદી? ઉતાર્યું હોય તો જોવા દેશો એ કવિતા–સર્વાંગ સુંદર હશે વારૂ? શિલ્પી, પત્થરપર ટાંકણાં ટાંકી ટાંકીને કેટલી યે મૂર્તિઓ ઘડયા કરે છે, તારા જ માનસની સૂક્ષ્મ પ્રતિમા નિરખી જોઇ છે કદી? કહે મને, સાચું કહે, કદરૂપી લાગી હતી કે નિર્મળ? અને ઓ ચિત્રકાર!" **બિન્દુ**એ બે હાથ વચ્ચે ઝૂકી જતા લમણાને દબાવતાં બડબડવા માંડયું: "**બિન્દુ**, તું તારી જ છબી પ્રતિબિમ્બિત થએલી જુએ છે? કેટલી મલીન! લોકનાં કે કુદરતનાં ચિત્રો તારા કલંકિત હાથે ચીતરાય જ કેમ? નહિ નહિ, તું તદ્દન નાલાયક છે–હા: **તદ્દન** નાલાયક. એક પાપ કર્યું, એક જીવને છેહ દીધો, કરેલું પાપ છૂપાવ્યું; દેવ જેટલા પવિત્ર ઇન્દુ આગળ છૂપાવ્યું, જગત્ આગળ છૂપાવ્યું, અને–અને, ઓહ! ઇશ્વરનું અસ્તિત્વ જ ભૂલી ગયો: આ ભયંકર અપરાધનું પ્રાયશ્ચિત!"

**આમ** તરેહવાર તરંગવમળમાં ગુંગળાતા **બિન્દુ**ને આખી રાતનો ઉજાગરો થયો. બીજે દિવસે પણ એને ચેન ન પડયું. મગજ ભારે હતું: આંખો ભારે હતી: જીવન ભારરૂપ લાગતું. તે અસ્વસ્થ સ્થિતિમાં જ આખો દિવસ પડી રહ્યો. ઇન્દુ

ને ત્યાં જવા જેટલી હિમ્મત ન્હોતી. તે દિવસે મંડળની સભા હતી; સભામાં પણ તે ન જઇ શકયો. ઈન્દુ એની ગેરહાજરીથી ગુંચવાયો અને સભામાંથી પરવારીને તે બિન્દુને ત્યાં ગયો.

"કાં બિન્દુ, શરીરે આજ ઠીક નથી કે શું ?" ઇન્દુએ પૂછ્યું.

"આવ ભાઈ, બેસ, ગઇકાલની તબીઅત બગડી છે."

"પેલો ફોટો બળી ગયો ત્યારની ?"

પ્રશ્ન સાંભળીને બિન્દુ ચમકયો; ઈન્દુએ તો સાવ સાદો ને સીધો સવાલ પૂછ્યો હતો. બિન્દુને પોતાની પાપકથા કહી શુદ્ધ થવા આ તક ઠીક હતી; છતાં તે સંકોચાયો, ને નિરુત્તર રહ્યો.

"ચાલ, ફરવા જઇશું ? શાહીબાગની હવા તારી બેચેની ઉરાડી દેશે. તૈયાર થા; ટેક્સી લેતો આવ્યો છું.

***

બન્ને શાહીબાગ ફરવા જવા ઉપડયા. ઇન્દુ, બિન્દુની અસ્વસ્થતાનું કારણ શોધતો હતો; બિન્દુ, ઇન્દુને ગુન્હેગારીની ઘટના કહેવાની તક શોધતો હતો. આમ, બન્ને થોડેક સુધી તો મૂગા રહ્યા, પણ એવી સ્મશાનશાંતિથી તો ઉલટો ઇન્દુ અશાંતિ અનુભવતો ! તેથી બિન્દુને તેણે વાતે વળગાડયો :

"આજની સભામાં તું આવ્યો હત તો કેવો આનન્દ થાત !"

"એવી શી કાર્યવાહી હતી ?" બિન્દુએ કૃત્રિમ ઉતેજારી દર્શાવતાં પૂછ્યું.

"તેં દોરી આપેલાં પેલાં ત્રણ સામાજિક ચિત્રો—"

"હં: તેનું શું ?" હવે બિંદુની સ્વાભાવિક કુતૂહલતા વધી.

"એ ચિત્રો પૈકી ફસાઇ પડેલી વિધવાના ચિત્રનાં તો

ખુબ જ વખાણુ થયાં ! જાણે કોઇની ખરી છબીપરથી જ તે ચિત્ર ન ચીતરાયું હોય ! ”

“ ઇન્દુ...”

“ વળી પાછો બોલતો કેમ અટકી ગયો ? ”

“ હું એમ પૂછતો હતો–” બિન્દુને હોઠે આવેલ પોતાની પાપકથા ગળી જઇને તેણે ભળતો જ પ્રશ્ન પૂછ્યો : “ વિધવાનું ચિત્ર દોરવા તેં જે ‘વ્યૂઝ’ મને આપેલા, તે કાલ્પનિક કે સાચા ? ”

“ બનાવ સાચો હતો. ”

ઇન્દુના આ શાન્ત ઉત્તરે, બિન્દુના હૃદયમાં આગ પ્રકટાવી ; છતાં મનની વૃત્તિઓને દબાવી રાખીને તે બોલ્યો :

“ તેથી જ એ ચિત્ર બીજાં કરતાં વધારે સારૂં આલેખાયું હશે : એનો યશ મને નહિ, પણ તને. ”–અને બિન્દુએ ઉંડો નિઃશ્વાસ નાખ્યો. તે જોઇ શકતો હતો, કે પાપના પ્રાયશ્ચિત માટેની સોનેરી તકો, એક પછી એક, પાંખો ફફડાવતી ઉડી જતી હતી ; છતાં બિન્દુ હજુ બેદિલ જ રહ્યા કરતો. તેણે પૂછ્યું :

“ તું કહે છે તેમ બનાવ સાચો જ હોય, તો એનું બાળક હયાત હોવું જોઇએ. ”

“ કેમ ? ભૂલી ગયો ! વાર્ષિક ઉત્સવ વખતે અનાથાશ્રમમાં વ્યાયામના જેણે સારામાં સારા પ્રયોગો કરી બતાવ્યા હતા...”

“ ને તેં ટીખળ કરતાં કહ્યુ”તું કે એની મુખમુદ્રા આબાદ મને જ મળતી આવે છે—”

“ એ જ, બિન્દુ ! એ જ એ બાળક.”

“ પણ તું તો તારા ‘વ્યૂઝ’માં બાળકને ગળે માદળિયું હોવાની વાત લાવ્યો’તો ને ?”

"એ પડયું."

"તારી જ કને છે? ઉઘાડીને જોયું? મહીં કાગળ બાગળ–"

"એમાં વળી કાગળ? બિન્દુ, આવી ઝીણી વાતોમાં આજ કેમ ઉતરે છે? મેં તે નથી ખોલી જોયું."

"ઇન્દુ!" બિન્દુએ બાઘા જેવા બની જઇ, બે હાથે એને પકડી, વિકરાળ આંખો ઇન્દુ તરફ નાખી, તે બોલ્યો: "એક કામ ન કરે? શાહીબાગ ફરવા નથી જવું. ગાડી અહીંથી પાછી વળાવ. ત્હારે ત્યાં જઇને એ તાવીજ ખોલી જોઇએ. મહીંથી જરૂર વાચવા જેવું મળી આવશે."

"બિન્દુ, તારી મનોદશા મને આજ ઠીક નથી લાગતી; કે પછી આપણે આ મેડહાઉસ પાસે આવી પહોંચ્યા છીએ, તેની અસરથી તને ઘેલછા લાગી હોય!"

"અને એ વિધવાનો પછી પત્તો જ નથી?"

"ના ભાઇ, ના: તને વળી આજ આ શી લગની લાગી છે!" ઇન્દુએ જરા ચીડાઇ જતાં કહ્યું: "ઠીક છે; શાહીબાગ ન જવું હોય તો નહિ; કહે, જીવને જરા બહલાવવો છે? આ લ્યૂનેટિક એસાયલમમાં વળી ઑર સૃષ્ટિ વસે છે. ચાલ, અહીં જ ઉતરી પડીએ–મેડહાઉસની તને મુલાકાત કરાવું."

"કહેતો હોય તો જઇએ; પણ ત્યાં શું જોવાનું છે?"

"ઘણું; બિન્દુ! ત્યાં એવી સૃષ્ટિ વસે છે, જેને આપણે ગાંડાની વસ્તિ કહીએ છીએ અને એ વસ્તિ આપણને ગાંડા ગણે છે!"

"ગધ્ધો ગધ્ધેકે મનમેં મસ્તાન..."

"એમ મા બોલ; બિન્દુ, તને એમ નથી લાગતું, કે એ વસ્તિને દિવાની બનાવનાર, મોટે ભાગે આ ડાહ્યાઓની દુનિયા હોય છે?"

સાંભળીને **બિન્દુ**નું કાળજું ભેદાઇ ગયું. તેના માથાપર જાણે વજ્ર તૂટી પડયું : ઇન્દુની હકીકત, બિન્દુ માટે તો સોળેસોળ આની સાચી હતી ; છતાં તે કબૂલ કરવાને મળેલી તક **બિન્દુ** નાહક ગુમાવી રહ્યો'તો. તેણે કહ્યું :

"તારૂં કહેવું અર્ધસત્ય હશે કદાચ ; મને તો લાગે છે, કે ગાંડપણનું મુખ્ય કારણ મનની નબળાઇનું હોવું જોઇએ."

" ને તેનો મતલબી લાભ ઉઠાવનાર દિવાના કે શાણા ?"

હ્યૂનેટિક એસાયલમના ઝાંપાની છેક નજીક ગાડી આવી પહોંચી હતી, એટલે ઇન્દુનો પ્રશ્ન અનુત્તર રહ્યો. ટેક્સી ત્યાં જ થોભાવી, બન્ને 'મેડહાઉસ' ની મુલાકાતે ચાલ્યા.

***

**બન્ને જણે** અહીં જે દૃશ્ય દીઠું, એનું તાદૃશ્ય વર્ણન કરવા જેટલી નથી તાકાત કલમમાં કે નથી શકિત બુદ્ધિમાં : ટુંકામાં પતાવીએ, તો એમ કહી શકાય, કે જેને દયા કે કરુણાનાં પ્રત્યક્ષ દર્શન કરવાં હોય, તે 'મેડહાઉસ'ના 'મન્દિર'ની મુલાકાત લે. દરેક દિવાના દીઠ પોતપોતાની નિરનિરાળી દુનિયાનાં અહીં દર્શન થશે. વ્હાલી વસ્તુ કે વ્હાલી આશાનો ભોગ, એટલે જ દિવાનાપણાનો રોગ ! અને છતાં ય ગાંડપણુ ધરાવતા મગજના એકાદ જાગ્રત કે સ્વસ્થ તંતુને તાંતણે પેલી વસ્તુ કે આશા કેવી પરોવાઇ રહેલી હોય છે તે, તેને માટે દિવાના બનેલા દેહીનાં, ગાંડાંની આ હોસ્પિટલમાંનાં, ઉચ્ચાર, વિચાર ને આચરણપરથી આપણે કલ્પી શકીએ. તેમણે જોયું, કે એક જણ, એની ઓરડીમાં બેઠો બેઠો, હવે કળિકાળ આથમવાને કેટલાં વર્ષ બાકી રહ્યાં, એની ગણતરી કરતો હોય તેમ આંગળીના વેઢા ગણ્યા કરતો હતો; બીજો વળી ડાહ્યાંની દુનિયાપર જ હસતો હોય, એમ ખડખડાટ હસ્યા કરતો.

ત્રીજાએ વળી સટ્ટાબજારની જ વાતો કર્યા કરીઃ ચોથો પાંચ-સાત ભાષામાં નિષ્ણાત જણાયો. પાંચમાએ પૂછ્યું કે પંચમ જ્યોર્જની ગાદી ખાલી પડવાને હવે કેટલી વાર છે ? છઠ્ઠાએ પીવાની બીડી મેળવી ત્યારે જ બિન્દુનો છાલ છોડયો. લાંબો દમ ખેંચીને, ચલમની ઢબે બીડી ચૂસતાં, જે ધૂણી નીકળીને હવામાં ભળવા માંડી, તેની સામે તેણે સ્થિર નજરે એવું જોયા કર્યું, કે જાણે હવાઇ વરાળમાં બંગલો કેમ બાંધી શકાય, તેના વિચારમાં તે તન્મય ન થતો હોય ! આમ, એક પછી એક ઓરડી વટાવતા બન્ને જણ આગળ ચાલ્યા.

જતાં જતાં જાળીવાળા એક બન્ધ બારણાની અન્દર નજર કરીને જોયું, તો એક વ્યક્તિ પોતાની સામે પથરાના નાનકડા ટુકડાને મૂકીને બેઠેલી જણાઇ—સાલિગરામની સેવામાં તન્મય હોય એટલી સ્થિર ! તે વારેઘડીએ, જમીનપરની ધૂળને અક્ષત્–કુંકુમ સમજી પેલા પત્થરપર ચડાવતી; એનાં ઓવારણાં લેતીઃ બન્ને હાથની હથેળીઓ એકઠી કરી, તેની આરતિ ઉતારતી–વળી આંખો મીંચી, એ મૂર્તિમાં ધ્યાનમગ્ન થતી.

એ દિવાની વ્યકિતની દુનિયા ૧૪ ફીટ લાંબી અને આઠ ફીટ પહોળી ઓરડીવાળી ચાર દિવાલો વચ્ચે રચાઇ રહી હતી અને એ દુનિયામાં એને જીવાડનારી હશે માત્ર પેલી પત્થર–પ્રતિમા.

તે ચિંથરેહાલ વ્યકિતના માથાનાં બરછડ લટિયાં ફાવે તેમ ફરફરતાં હતાં. એની મુખમુદ્રા કંગાલ અને આંખો ડરામણી છતાં કીકીની અન્દર, કાંઇક યાચકવૃત્તિનો આવિર્ભાવ લાગતો. ઇન્દુએ ઉધરસ ખાધી અને વ્યકિત ધ્યાનભંગ થઇ. તેણે બન્નેની સામે જોયું–જોઇ જ રહી. દષ્ટિ બિન્દુ તરફ વળી અને લાગલી જ બેઠી હતી ત્યાંથી ઉઠી. તે જાળી આગળ આવી. બિન્દુને ઓળખવા મથતી હોય તેમ તેની સામેથી નજર ખસેડે જ ના!

" એને બસ આ જ લત લાગી છે." હોસ્પિટલનો દાક્તર

મિત્ર—જે આ બધું બતાવવા આવ્યો હતો તે—ઇન્દુને સમ્બોધીને બોલ્યો.

"લાગે છે કે તેને ભગવદ્ભજન કરતાં કરતાં ઘેલછા વળગી હશે." ઇન્દુએ અનુમાન કહી સંભળાવ્યું.

"નહિ રે; એ વ્યકિત તો, કહેવાય છે કે છોકરાં ઉપાડી જનાર પેલા પઠાણોની દલાલણ હતી."

"એટલે ?" ઇન્દુએ સાશ્ચર્ય પૂછયું.

"બાળકોનું ટોળું દેખે ત્યાં જાય; છોકરાંને ભીખી લાવેલા પૈસા વ્હેંચે: ખાવાનું આપે—એમ કરતાં કરતાં એક છોકરાને તો ઉંચકીને એના હોઠે બચી કરી—છોકરો શેઠીઆ કુટુમ્બનો હતો એને વટલાવ્યો! છોકરાં નોકરને બોલાવી લાવ્યાં. નોકરે એને એવી ફટકાવી, કે ફરી છોકરાં સામે જોવાની ખો જ ભૂલી ગઇ. એ જ બાઇ પછી ગાંડી થઇને અહીં પૂરાઇ છે."

"દાકતર, બાઇનું માનસ્ પારખવામાં ગંભીર ભૂલ થઇ લાગે છે." કહીને ઈન્દુએ બાઇની ઓરડીની જાળીએ ચોંટી રહેલા બિન્દુ તરફ નજર કરી; પણ તે જરા મોડો હતો.

"દાક્તર," ઈન્દુએ ગભરાયલા અવાજે બૂમ પાડી : બિન્દુ બેભાન થયો લાગે છે. ઓ પડયો—જલ્દી આવો..."

દાક્તર અને ઈન્દુએ, પડતા બિન્દુને ઝાલી લીધો. તેને હળવે રહીને હેઠળ સુવાડયો. દાક્તરે નાડી જોઇ : હૃદય તપાસ્યું.

"ઇન્દુ, હૃદય બન્ધ પડી ગયું છે !" દાક્તરે દિલગીર સ્હેરે કહ્યું અને તે જ વખતે પેલી ગાંડી બાઇનું—રમાનું ભયંકર અટ્ટહાસ્ય ઓરડીની દિવાલો વીંધીને બહાર પ્રસરી રહ્યું.

બિન્દુના 'હાર્ટ ફેલ'નું કારણ, ઈન્દુને પેલું માદળિયું ખોલતાં સમજાયું હશે કે નહિ, એ પ્રશ્ન હવે બહુ મહત્વનો નથી.

**જ મી ન–જા ગી ર** ધરાવનાર કેટલાક ઠાકરડાઓ પોતાને નામે ગામ કે પરૂં વસાવે છે, એવું એક પાંચસોએકની વસ્તિવાળું નાનકડું ગામ હતું. એનું નામ નાસ્તિકપરૂં. ત્યાં વધારે વસ્તિ કોળી ધારાળા ને ઠાકરડાની: ગોરપદુ ધરાવતા બ્રાહ્મણો ને નરતીનો ધંધો કરનાર વાણીઆ તો જૂજબાજ. ગામની રખવાળી એક મુખી-પટેલના હાથમાં હતી. વસ્તિના પ્રમાણમાં મુખી કાંઇક દેખાવડો, ભણેલો, વાણીશૂરો ને છેલબટાક હતો; એટલે અનઘડ વસ્તિપર એણે સારી છાપ બેસાડેલી. ગામના ટંટા પતાવવા હોય, કાંઇ સુધારા કરવા હોય, ટીપ–ઉઘરાણું કે લાગાનો પ્રસંગ હોય–ટુંકામાં હરકોઇ 'સાર્વજનિક' વાત હોય, તો એનાં મંડાણ મુખીના ચોરાથી જ મંડાય. શામળ ભટ્ટે ભાખેલી સમસ્યા પ્રમાણે " અધિક ગામડાંમાંહ્ય " મુખી ભારે પદવી ભોગવતો. મુખી, આ નાસ્તિકપરાનો મુખ્ય સમાધાની હતો—અથવા પેલી કહેવત પ્રમાણે "ઉજડ ગામમાં એરંડા" જેવુ પ્રધાનપદ ભોગવનાર ભોગી માણસ હતો.

ગામને પાદર એક ચબુતરો હતો અને ચબુતરાની બરાબર સામે, એકમાળિયું ને બેઠા ઘાટનું છાપરૂં હતું. હાલ એ ઘર નિશાળના કામમાં વપરાતું. નિશાળમાં નાનાં નાનાં છોકરાં ગામઠી શિક્ષણ લેતાં; અને 'છોકરાં' એટલે છોકરીઓ ને છોકરા બન્ને: બન્નેને ભણાવનાર એક મ્હેતી હતી. એનું નામ મણિ.

મણિ કન્યાવસ્થામાં પૂરૂંપાધરૂં ભણી ન્હોતી ને તે પરણી; પરણીને પત્નીપદ પૂરૂં ભોગવ્યું ય નહિ ને એક પુત્રની માતા થઇ; તે 'માતા' બની અને બીજે જ વર્ષે એના પતિનો દેહ પડયો. મણિ વિધવા થઇ. વિધવા મણિએ નિર્વાહને

ખાતર, મહાપ્રયાસે, નાસ્તિકપરાના મુખીપટેલની મહેરબાની મેળવી અને થોડાંક વર્ષથી, ગામખર્ચે ખોલવામાં આવેલી નિશાળ પોતે ચલાવતી અને મુખી–પટેલની દયાપર જીવન જીવતી.

મુખી–પટેલ વિધૂર હતો. તે મણિ માટે આશાભર્યો હતો અને આશાના જ અવલમ્બને–નહિ કે દયા–મહેરબાનીથી–મણિને મ્હેતી કરીને સ્થાપી હતી; પણ મણિ એને ગાંઠતી ન્હોતી. તે મુખીપટેલના પ્રેમ (!) ને ધિક્કારી કાઢતી: એની લાલચોને લાત મારતી: એનાં વિકારભાવવાળાં વચનશરને કારમી આંખ અને ભયંકર શબ્દના વિદ્યુત–પ્રહારે છેદી નાખતી. મુખી–પટેલને પોતાની આંતરઆશા છેદાઇ જતી લાગી. તેના હાથમાં છેલ્લું એક જ હથિયાર અજમાવવાનું અવશેષ રહ્યું હતું: મુખી–પટેલનાં શામ, દામ ને ભેદનો ઉચ્છેદ થયો’તો: હવે તે દંડનો ફંદફતવો માંડવાની વેતરણ ઉતારી રહ્યો’તો. મુખી માનતો, કે જે મ્હેતી, મીઠાં વચનથી, ઋષિમુનીઓને ય ચળાવે એવા ધનથી કે પતંગીઆ જેવા પ્રેમથી નથી ચળી, તે દંડ–ધમકીથી કહ્યાગરૂં પ્રાણી બની જશે!

—અને એ અપશુકનીઆળ દિવસ આવી પહોંચ્યો. મ્હેતી, નવા દાખલ થએલા ચાર–પાંચ તોફાની છોકરાઓમાં શાંતિના ને શાણપણના કાંઇક સંસ્કાર રેડતી હતી, એ જ ક્ષણે, એને કશી પણ ખબર આપ્યા સિવાય, નિશાળસમિતિના સભ્યો અણધારી મુલાકાતે આવી ચડયા. મણિ જરા સ્તબ્ધ થઇ, પણ તરત જ પરિસ્થિતિ કળી ગઇ અને પોપચાં ઢાળી, ઇશ્વરને યાદ કરી, તકદીરને અણદીઠ ભાવે ઉકેલતી મણિ, સૌને સત્કારતી, આજ્ઞા વાંચ્છતી ઊભી રહી. નાનાં બિચારાં છોકરાં! એક સાથે, સાંઢ જેવી પુરુષ ત્રગડીને, આંખો ફાડીને જોઇ જ રહેને?

“જુઓ મ્હેતી,” સભ્યોએ બેઠક લીધા પછી મુખી–પટેલે

તીર છોડયું : " અમારી સમિતિ એવા નિર્ણયપર આવી છે, કે છોકરાંના હિતની ખાતર, વખતોવખત નિશાળની અણુધારી મુલાકાત લેવી : કેમ કાભઈ ? "

" હા, ભાઇ ! ", કાભઇને માત્ર હકાર ભણવાનું મુખીએ ભણાવ્યું હતું.

" આભારી છું. " મણિએ માન મર્યાદા જાળવીને ઉત્તર આપ્યો : " આપ પ્રસંગોપાત પધારતા રહો અને શિક્ષણક્રમ જાતે જ જુઓ, એ મારે મન ગૌરવનો વિષય છે. "

" સમિતિને શિક્ષણક્રમ જોવાનો નથી : તે છોકરાંની પરીક્ષા જ લેશે-કેમ માભઇ ? "

" હા, ભાઇ. " માભાઇ પણ એથી વધારે હરફ ઉચ્ચારી શકે એવું એમનું ગજું જ ન્હોતું.

" પરીક્ષાપરથી જ શિક્ષણ કેવું અપાય છે તે માલમ પડી આવશે; પછી વળી શિક્ષણક્રમ જોવાની શી જરૂર ? કેમ, કાભઇ ? "

કાભાઈએ મુખીના મતને ડોકું હલાવી સંમતિ આપી. મણિ જરા ઝંખવાઇ. અણુધારી મુલાકાતે પરીક્ષા લેવાનો ક્રમ એને નવો અથવા વિચિત્ર લાગ્યો. પણ નાસ્તિકપણે જ નરી વિચિત્રતાથી ભરપૂર હોય ત્યાં સુન્દર ચિત્રોની શી આશા ? મુખીપટેલે તેમની કાતિલ કીકી આખા વર્ગમાં ઝડપભેર ચાળી નાખી. ચાળી ચાળીને ચારેક છોકરાં તેમણે વીણી કહાડયાં. આંગળીને ટેરવે તેમને નજીક ખેંચ્યા. સાવ સિયાવિયા બનેલાં છોકરાં, યાંત્રિક પુતળાં પેઠે અદબવાળી, બાઘા જેવાં ઉભાં રહ્યાં.

" જુઓ, " મણિએ છોકરાંને કહ્યું : " મુખીસાહેબ પૂછે એનો વિચાર કરીને સીધો જવાબ આપજો : ગભરાવું નહિ.

હુંશિઆર છો ને આમ ગરીબ ગાય જેવું મ્હોં કરીને શું ઉભા છો ? ભાઇ, આમ ઉભા રહીએ–બરાબર–ટટાર.”

છોકરાંને ઠીક–ઠાક ઊભા રાખી, એમના નિરુત્સાહથી ભડકી ઉઠેલા દિલમાં પ્રોત્સાહનનો પવન ફુંકી, પરીક્ષાના વિધિની રાહ જોતી મણિએ મુખી–પટેલને વિનિત ભાવે કહ્યું : “પૂછો સાહેબ.”

મુખીની આંખોની આસપાસ કાળાશ છવાઈ હતી અને ખાડા પડયા હતા. એ ખાડાને છાવરવા તથા કાળાશને ભુસવા વ્યર્થ પ્રયત્ન કરતું હોય એવું એમની કીકીનું તેજ ઓર ઉલ્લાસથી ઝળકયું. પોતે બેઠા હતા ત્યાં લગીર વધારે ટટાર થયા. ખુંખારો ખાધો અને પછી એક છોકરાને સવાલ પૂછયો :

“બોલ, શકરા ! ‘વખત’ કેવો કહેવાય ?

શકરો :—બહુ બારીક, સાહેબ !

મુખી :—ખોટું, સોમલા, તું કહે, વખત કોના જેવો છે ?

સોમલો ( ચાવા ચાવીને ):–વ ખ ત કો ના જે વો છે...

મુખી ( ચીડાઇને ):–બિલકૂલ ઠોઠ ! ( ગાલમાં એક તમાચો લગાવે છે. મણિ કંપી ઉઠે છે. બુધિયા ભણી આંગળી કરીને):– તું કહે, ‘વખત’ કેવી વસ્તુ છે ?

બુધિઓ( જેની નજર આગળથી સોમલાનો સુજેલો ગાલ ખસ્યો નહતો ):–વખત બહુ સખત વસ્તુ છે સાહેબ !

પ્રશ્નોત્તરી સાંભળીને મુખીના મગજનો પારો છેલ્લી પાયરીએ પહોંચવાને હવે ઝાઝી વાર નહતી. બાકી એક છોકરાને પૂછવાનું રહ્યું, તે ખુદ મુખીનો પોતાનો હીરો હતો. તેને સમ્બોધીને કહ્યું :—“હવે હીરાભાઇ, તમારો વારો : જુઓ, વિચાર કરીને ઉત્તર દેજો. બોલો, વખત કેવો છે ?”

"ખૂ...બ લાંબો ! ક્યારના પૂછ પૂછ કરો છો ને હજુ પારજ નથી આવતો, એવો !"

મુખીએ કૃત્રિમ સંતોષની લાગણી દર્શાવી અને કાભઇ તથા માભઇ સામે જોઇને કહ્યું : "ઉત્તર ખરો તો ન કહેવાય, પણ પ્રશ્નને ઝીણી નજરે અવલોકવાની એની બુદ્ધિ ! અહા બુદ્ધિ !"

"હા, ભઈ!" બન્નેએ ઝોકાં ખાતા મગજને જરા જાગ્રત કરતાં કહ્યું. પણ મુખીની મૂળ મતલબ જુદી હતી. તેણે પોતાના હીરાની ચમત્કારી બુદ્ધિ વિષે એક બોલ કહ્યા પછી તરત જ મણિ સામે કરડી નજર ફેરવી. તે કર્કશ અવાજે બરાડી ઉઠયો; "જોયું, મ્હેતી ! આ તારૂં શિક્ષણ કે ? છોકરાં છેક ઠોઠ જેવાં ! બોલ, તારો શો બચાવ છે ?'

"બચાવ ખાતર નથી બોલતી; પણ સાહેબ, ખરી વાત એ છે, કે જે છોકરાં બે ચાર દહાડાથી જ નિશાળે આવતાં થયાં છે તેમને જ તમે પરીક્ષા માટે પસન્દ કર્યાં અને એ છોકરાં કેટલાં ઉધમાતિયાં—"

"બસ કર, બેશરમ ! (ચાળા પાડતો) 'ઉધમાતિયાં !' મારો હીરો પણ નઠારો, કેમ ? ને તારો ચન્દુ ડાહ્યો દેવ જેવો, એમ ?"

"માફ કરો સાહેબ" મણિએ દયામણા ચ્હેરે કહ્યું: "હું એમ કહેવા જતી હતી, કે જૂના વિદ્યાર્થીઓને આપે પૂછ્યું હત, તો કદાચ ખરો જવાબ મળત–"

"અલ્યા ચન્દુ," મુખીએ મણિના પુત્રને ધમકાવતાં પૂછ્યું: "કહે જોઉં, 'વખત' કેવો છે?"

ચન્દુ એની જગાએથી ઉભો થયો. વિનયપૂર્વક અદબ વાળી અને મૃદુ–મીઠા સ્વરે તેણે જવાબ આપ્યો: "વખત બહુ કિંમતી

વસ્તુ છેઃ પૈસા કરતાં પણ વધારે; પૈસો તો ગુમાવેલો પાછો મળે, પણ ગયો વખત ફરી મળતો નથી."

'બેસી જા.' મુખીએ સત્તાભર્યા અવાજે એને બેસાડયો અને મણિ સામે ઘૂરકયોઃ "આવો પક્ષપાત! મ્હેતી, હવે જ તને ઓળખી! પોતાના છોકરાને પોપટ જેવો બનાવે છે ને બીજાં બધાં જાણે પશુ હશે, કેમ? ઠીક છેઃ કાભઇ, માભઇ! મ્હેતીના આવા વર્તન વિષે વિચાર કરવો જોઈએ. ખોટું કહું છું?

"હા, ભઇ," ભણાવેલા શબ્દોનો ઉચ્ચાર આ વખતે મુખીને કડવો ઝેર લાગ્યો. તેણે પ્રશ્નને ઉલટાવ્યોઃ

"મ્હેતીને તેના આવા વિચિત્ર વર્તન વાસ્તે તાકીદ આપવી જોઇએ: કેમ ભાંઇઓ?"

"હા, ભઇ."

—અને મુખી ઉઠયો. સાથે કાભઇ–માભઇ પણ ઉઠયા. ઉઠતાં ઉઠતાં મુખીએ મણિને કહ્યુંઃ "નિશાળ બંધ થાય ત્યારે મારે ત્યાં મળી જવું."

મુખીની અટકળ એવી હતી, કે મણિ હવે પોતાને કાલા-વાલા કરવા આવશે. તેણે આશાભર્યા ભાવે નિશાળ છોડીઃ મણિએ આંસુભર્યાં લોચને આ પોપલીલા નિહાળી. એનું હૈયું ભરાઇ આવ્યું. બેકદર ગામ અને વિષયાસક્ત ગામધણીઃ ત્યાં એનું પાનુ પડયું. તેણે ઇચ્છયું હત, તો પોતાનો જીવનદીવો કયારનો ગુલ કરી નાખ્યો હત, પણ તે જીવતી હતી તેના વ્હાલસોયા, લાડીલા ને સોજીલા ચન્દુ ખાતર. એની ભીની આંખો જોઇ ચન્દુ પણ ચોભીલો પડી ગયો. તે બ્હીતો બ્હીતો મણિ પાસે આવ્યો. એની મુખમુદ્રા કંગાલ લાગતી. એની આંખો, જનેતાની વત્સલતા વાંચ્છતી. એના નાજુક હાથની

આંગળીઓ અમથો અમથો, એકબીજા હાથમાં ભેરવતો, દયામણે ચ્હેરે મણિની સોડમાં લપ્પાયો ને ભાગ્યાતૂટયા શબ્દે બોલ્યોઃ– "બા, હવે પરીક્ષા દેવા નહિ ઉઠું. તું રો ના. મેં ખરો જવાબ દીધો'તો કે ખોટો? સાહેબ શું કરવા ચીડાયા? મને બચી કેમ નથી કરતી?"

—અને મણિ ખુરસીપર ફસડાઇ પડી. તેણે રોતી આંખે ફુલામણા ચન્દુને હાથમાં લીધો. તેના માથાપર હાથ ફેરવ્યોઃ " બેટા..."

મણિથી વધારે ન બોલાયું. એનો કંઠ રૂંધાઇ ગયો હતો. મણિએ નિશાળનો રજાઘંટ વગાડયો. છોકરાં, રોતી સુરતે, મણિ પ્રત્યે સદ્‌ભાવથી, અને સગી મા જેટલા ઉમળકાથી એને માટે ઓછું આણતાં, છૂટીને ઘેર ગયાં. મણિ પામર પરિસ્થિતિને વિચારતી, ચન્દુને લઇને બેસી જ રહી : એ વખતે, વિધિ આ ક્રૂર વિધાન જોતો જાણે રોતો ન હોય, એમ વાદળ ઘેરાતાં હતાં.

***

મુ ખી–પ ટે લ ને ત્યાં જવું, તે કાળના જડબામાં જાણી-બુજીને હાથ નાખવા કરતાં વસમું હતું. મણિને પોતાના જીવની જેટલી દરકાર હતી, તે કરતાં વધારે શિયળના સંરક્ષ-ણની હતી. તે મુખીને ત્યાં ન જ ગઇ. તથાપિ નિરાંત મને એ સૂઈ શકે એમ નહતું. મુખી કરતાં ય વધારે વેરણ નિદ્રા થઇ હતી. ખવરાવીને ચન્દુને તો ઉંઘાડયો, પણ મણિને આખી રાતનો ઉજાગરો જ થયો. ઘરના આકાશખુલ્લા આંગણે ચળાતી આછી ચાંદની કે રાતની શાંતિ એના સંતપ્ત દિલને શાંત કરી શકે એમ ન્હોતી. આજ એને કંઇ ગોઠતું જ ન્હોતું. તે પાસાં તપાવતી પથારીમાંથી ઉઠી. આંગણાબ્હાર આવી. ઘડિયેક ત્યાં જ ઉભી રહી. વળી ઢગલો વળીને નીચે

બેસી ગઇ. જાણે ગુમાવેલું કંઇ શોધતી હોય તેમ, નંખાય તેટલે દૂર દૂર દૃષ્ટિ ઢાળી રહી. આઘે એક આગિયો ઉડતો દીઠો. ઉડતો આગિયો એક ઝાડપર બેઠો. તે ઝાડ લીમડાનું હતું. થોડી જ વારે આકાશમાંથી એક તારો ખરતો જણાયો. તે લીમડા પાસે ઉગેલા બીજા ઝાડપર પડતો લાગ્યો. એ ઝાડ બોરસલ્લીનું હતું. લીમડો ને બોરસલ્લી, અડોઅડ ઊભેલાં બે વૃક્ષ વચ્ચે નાજુક વેલ વીંટાયલી હતી, અને વેલીપર એકાદ શ્વેત ફૂલની કુમળી કળી ખીલી'તી—જે ચન્દ્રિકાના રજત્ રંગમાં ભળી જતી'તી.

જોઇને મણિનું ચિત્ત ચકડોળે ચડયું. ભૂતકાળના કરુણ-મધુર ચિત્રોની ભુતાવળ એની દૃષ્ટિમાં તરવરવા લાગી, ને આંખો આંસુથી છલકાઇ રહી.

મહીનદીને કાંઠે આવેલા હરિપરા નામનું ગામ એનું જન્મ-સ્થાન હતું. ગામમાં બીજાં બે કુટુમ્બ એવાં વસતાં, જેને પેલા લીમડા ને બોરસલ્લીની ઉપમા દઇ શકાય. કુલીનતામાં બન્ને કુટુમ્બ સરખાં; પણ એક હતો મૂડીદારનો દીકરો ને બીજો શિલ્પી. પહેલાનું નામ મુકૂલ ને બીજાનું નામ બકૂલ. મુકૂલ, બકૂલ ને મણિ : ત્રણે બાળપણનાં સોબતી. બાલત્રિપુટી મહીસાગરને કાંઠે જાય. રેતીમાં રમે. ભીની રેતીના બંગલા બનાવે. બંગલો, મહીસાગરની છોળ છલકાતાં ગળી જાય; વળી ફરી ઘર માંડે. વરવહુ બને. મણિ વારાફરતી મુકૂલ—બકૂલની વહુ થાય. કિનારે ઝોલાં ખાતાં નાવડાં મહીસાગરમાં છોડી મેલે. એકવાર વર બનવાનો બકૂલનો વારો હતો. બકૂલ મણિને લઈ નાવડામાં બેઠો. નાવડું નદીમાં હંકારાયું. થોડેક આઘે ગયું હશે ને હોડકાએ ગોથું ખાધું. નાવિક—બકૂલ નદીમાં પડી ગયો. એને જેવું તેવું તરતાં આવડતું; પણ તે અણધાર્યો

પાણીમાં પડયો તેથી ગુંગળાયો. **મણિ**થી એ કેમ સંખાય ? **મણિ**એ ઓઢણીનો કચ્છ ભીડયો ને પડી નદીમાં. એક જ ડૂબકીએ ડૂબતા **બકૂલ**ને પાણીબહાર ખેંચી કઢાડયો. **બકૂલ**, ત્યારથી પોતાનો પુનર્જન્મ થયો માનતો. તે દિવસથી **બકૂલ** પોતાને **મણિ**નો અહેશાનમન્દ માનતો.

**મુકૂલ** માલદારનો ચિરંજીવી હતો, એટલે **મણિ-બકૂલ**નો પોતે મિત્ર છતાં મિજાજી હતો. રમતાં રમતાં ઘણીએવાર તે ઝઘી ઘેટું બની જતો. પોતાનો જ કક્કો ખરો કરાવવા મથે. સાચાબોલા, સીધા ને ન્યાયી **બકૂલ**થી એની શેખી ન ખમાય, ત્યારે બન્ને લડી પડતા. એમની તકરાર પતાવવા **મણિ** કહેતી: “ જુઓ, હું તમારા બન્નેની વહુ, ખરૂં ને ? ત્યારે મારી ખાતર તમે લડતા ના મટો ? ” ને બન્ને પાછા એકબીજાના દોસ્તદારીના નાતાએ વર્તતા.

**મણિ**ને આજ એ નિર્દોષ બાલ્યકાળ સાંભરી આવ્યો, અને ધ્રુસકે ને ધ્રુસકે, એકલી ને અટૂલી શાન્ત એકાન્ત રજનીમાં તેણે છૂપું છૂપું રોયા જ કીધું. **મણિ**ના તરંગલહરી આગળ વધી ગુલાબી યૌવનના વસન્તકાળનો સ્વપ્નચિતાર, એનાં આંસુભીનાં નયણે નાચવા લાગ્યો. તે વિચારતી :—

“ **બકૂલ**, **બકૂલ** ! તું તવંગર ન્હોતો: ગરીબ ઘરનો કુળ-દીવડો હતો—હૃદયનોય ગરીબ ! પણ તારો પ્રેમ ! કેટલો પવિત્ર ! ! તારૂં હૃદય ! કેવું નિર્મળ ! ! તને ડૂબતો બચાવ્યો, તે દિવસથી આપણી વચ્ચેનાં આકર્ષણ વધ્યાં, તું માનતો કે મોટપણે **મણિ**ને હું જ પરણીશ. તેથી તારી કારીગરીના નમૂનામાં તેં ઑર કલા ગુંથવા માંડી: ને થાય એટલા પૈસા ભેગા કરવા લાગ્યો-હા; મારી જ ખાતર: આપણે ઘર માંડીને ભેગાં રહીએ ને કલ્લોલતું જીવન જીવીએ તે ખાતર ! ” **મણિ**એ દીર્ઘ

નિઃશ્વાસ નાખ્યો. વધતા જતા છાતીના ધબકારાને દબાવવા, હૃદયે તેણે હાથ ચાંપ્યો. વળી એ હાથે મસ્તક દાબી કંગાલ મુખમુદ્રા કરતી, ને ક્રૂર કાળે, અકાળે છિનવી લીધેલા સ્વામીને શોધતી હોય તેમ, આકાશગમ નજર સ્થિર કરતી બબડીઃ

"...પણ વિધિનાં વિધાન જુદાં, તેથી હું તારી ન થઇ. મૂડીદાર મુકૂલ મારો નાથ થયો. એ લગ્નદિવસ ! ! તેં જાણ્યું, કે મુકૂલ સાથે મારાં લગ્ન થાય છે, ત્યારે–અરેરે, ત્યારે તારી તમામ આશાઓ ભાગીને ભૂકો થઇ ગઇ હતી ! મને ભય હતો કે તું દિવાનો થઇ જઇશ, પણ નહિ, એટલો બધો તું લાગણીવશ ન્હોતોઃ સંયમને તારો સાથી કર્યો. મનની મુઝવણ મનમાં જ શમાવીને હસતે મુખડે, થતા લગ્ન–સમારમ્ભમાં તેં ભાગ લીધો. હસ્તમેળાપ થતા પહેલાં તને એકાન્ત મળવાની મેં માગણી કરી. તું બોલ્યોઃ " હવે મને હક્ક નથી, તમારૂં કલ્યાણ થાઓ. " કેવા એ આત્મબોલ ! અને તેં વદાય લેતાં, વદાય વેળાએ મારો હાથ ચુમતાં, તેં મને જૂના ને વિશુદ્ધ સ્નેહસ્મરણની ભેટ આપીઃ કેવી સુન્દર ને મનભર એ આરસ-પ્રતિમા ! શિલ્પી, સ્નેહમૂર્તિ ઓ શિલ્પી, પત્થર કોતરીને તને પ્રભુની મૂર્તિ ઘડવાનું સઝયું હત તો ? પણ કેમ સૂઝે ! મારામાં જ તું પ્રભુને ન્હોતો જોતો ? તેં મારી જ મૂર્તિ ઘડી ને અહા ! એ મૂર્તિપર, ઓ બકૂલ ! પ્રિયમિત્ર બકૂલ, તને ને મને જીવનપ્રિય એવાં બકૂલની જ માળા ચડાવી હતી અને પછી તું ગયોઃ ભારે હૈયે, ભીની આંખે, મુસીબતે ઉપડતાં પગલે તું ગયો ને મુકૂલ સાથે મારો સંસાર મંડાયો. તારૂં હૈયું ભાગીને, બકૂલ, તારા ઘરને વગડા જેવું રાખીને, મુકૂલ સાથે મેં સંસાર માંડયો–મેં ?

" મુવેલાં માબાપને કયાં દોષ દઉં ! તેમણે તો જાણ્યું કે દીકરી સુખમાં પડી. દીકરીને પૈસેટકે સુખી દેખી, માબાપ

કોગળિયાનાં કોળિયો થયાં ને ચંચળ લક્ષ્મી–પંખેરૂએ ય મુકૂલને ત્યાંથી પાંખો કરી! મુકૂલ-મારા નાથ! તને સટ્ટાનો છન્દ ન વળગ્યો હત તો? પણ અરેરે, તને તો ધનકુબેર થવાના કોડ હતા. કોડ મનમાં રહ્યા ને સટ્ટાએ ઈજ્જતને બટ્ટો લગાડયો. થતી બેઆબરૂ જોવા કરતાં તને મરવું ગમ્યું. હીરો ચૂસી, કુમળા બાળકને ને તારી આ વિધવાને મેલી તું તારે રસ્તે પડયો! લ્હેણુદારોએ ઘરને ઘંઘોલિયું કરી નાખ્યું ને હું વખાની મારી, બેહાલ બની, નિષ્ઠુર આ નાસ્તિકપરાને પનારે પડી. પેટ! તારી વેઠ ખાતર હું અહીં આવી. ગામનો મુખી! અરેરે, જાણે પેલા ભવનું વેર વાળવા ન મથતો હોય! બકૂલ! ભાઇ! લગ્નના દિવસે ગયો તે ગયો! કયાં હશે એ?"

વિચારમાં ને વિચારમાં મણિનાં પોપચાં મીંચાવા લાગ્યાં. ધૂમસ વરસતું હતું અને ધૂમસથી, સામેનાં બે વૃક્ષ વચ્ચેની, પેલી વેલીપરનું શ્વેત ફૂલ હીમાઇને ફિકકું પડતું હતું. મણિની સ્થિતિ એ કરતાં વધારે સારી ન્હોતી.

"અહીં જ છું" મણિના અંતિમ ઉદ્દગાર–"કયાં હશે એ?–નો પ્રત્યુત્તર એને કાને પડયો. તે સફાળી ઉઠી. આસપાસ એ બાકળી નજર ફેરવી. કોઇ ન જણાયું. ખાલી ભણકાર લાગ્યો. હતાશ હૈયે તેણે ઘરમાં જવા માંડયું. પણ પછવાડેથી કોઇએ એનો હાથ પકડયો.

તે બકૂલ ન્હોતો: બકૂલ તો સનમનો અણદીઠ પ્રેમ પીતો કયાં ય રખડતો હશે–કદાચ વનરાજિમાંથી, સર–સરિતા કે ઉષાસન્ધ્યામાંથી, ગિરિકન્દરા કે ખીણ કોતરમાંથી, એકવાર હૃદયે પધરાવેલી રસમૂર્તિને–મણિને–તે નિરખતો હશે–એના સૌન્દર્યનાં નિદર્શન એ રીતે જ કરતો શેષ જીવન ખૂટાડતો હશે, મણિનો હાથ ઝાલનાર બકૂલ ન્હોતો; મુખી હતો!

**મુખીને** મળવા માટે **મણિ** તેને ત્યાં ન ગઈ, તેથી, એના મિલનની જેને તનમનમાં અજબ તાલાવેલી લાગી હતી એવો આ વિલાસી જીવડો આખરે **મણિને** મળવા અત્યારે આવી પહોંચ્યો હતો. એના રૂંવે રૂંવે વિકાર ઉગ્યો'તો. એની નસેનસે વિકાર વહેતો'તો. એ વિકારી કૂતરો **મણિના** શિકારનો ભૂખ્યો બન્યો હતો.

—**પણ** તે પહેલાં જ **મણિની** મનોદશા વિલક્ષણ બની ગઇ હતી. રાતનો સમયઃ સુમસામ શાંતિઃ એકાન્ત સ્થળ**ઃ** વ્યગ્ર મનઃ વેગબન્ધ રો'મેરો'મ વહેતી વ્યાકુળતાઃ ભૂતકાળમાં સેવેલાં સોનેરી સ્વપ્નની નયણે ભજવાતી તાંડવલીલા અને તરંગલહરીમાં લ્હેરતા મગજતંતુઃ તેથી તે મૂળ સ્થિતિની સ્વસ્થતા ગુમાવી બેઠી હતી. તરંગપરમ્પરાએ તેના ચિત્તને એવું ચકડાળે ચડાવી દીધું'તું, કે જાણે એ **મણિ** જ નહોતી! એ દશામાં મુખીએ એનો હાથ ઝાલ્યો—હાથ જ નહિ, કામવશ બનેલા એ નરપશુએ એના હોઠ ચૂસ્યા. **મણિ** છળીઃ છળી ખરી, પણ વર્ષો પછી એના અધરે, આ અણધાર્યા પુરુષચુમ્બને કાંઇક ઉષ્મા પ્રકટાવી. **મણિની** કારમી લાગતી આંખ મુખીની મુખમુદ્રાપર ઠરી રહી. તે **બકૂલ** હતો કે મુખી, એ તેનાથી સમજાયું ના—સમજવાની વિવેકશકિત જ લગભગ ગુમાવી બેઠી હતી. તે **બેફામપણે** બોલીઃ—"તું? તું **બકૂલ**! કહીને મુખીના શરીરે હાથ ફેરવતી, ધારી ધારીને એને જોવા લાગી. મુખીથી આ સ્થિતિ કેમ સમજાય? તે લગીર ઠંડો પડ્યો ને બોલ્યોઃ—

"**બકૂલ** ને **મુકૂલ** ને એવું એવું શું લવતી હતી? તારા એ કોણ થાય? **મણિ**, આમ જો! હું તો તને જાનોજીગરથી ચ્હાનાર મુખી"

"હાય હાય! મુખી! સત્યાનાશ જાય રે તારૂં!" **મણિ** ઉછળી; વાઘણની પેઠે વિફરી. હાથને એક જ આંચકે મુખીને તરછોડી

છૂટો કર્યો. મુખી, વિકારવશ મુખી, મર્દાનગી ગુમાવી બેઠા હતો, તે અવાચક બની ઊભો ઊભો મણિના ચેનચાળા જોઇ રહ્યો.

વિચારમુગ્ધ મણિએ ઓચિંતું અટ્ટહાસ્ય કર્યું. તે વખતે તેના માથાના વાળ વિખરાઇ ફાવે તેમ ફરફરતા હતા. તેની આંખોમાં ઘેલછા લાગતી. ડાબા હાથની હથેળીમાં જમણા હાથની મુઠી ઠોકતી તે બોલી:–

"મુખા! તું મને તારે ઘેર તેડતો'તો કે? લેને, તારે જ અહીં આવવું પડયું!" વળી પાછી તે ખડખડાટ હસવા લાગી: "બાયલો! બીલકૂલ બેશરમ!" મણિ, મુખીની છેક પાસે ગઇ ને એને ધમકાવતી હોય તેમ પૂછવા લાગી: 'કહે, કેમ આવ્યો છે?' છેક કંગાલ બનીને, દયામણે ચ્હેરે બોલી: તારે પગે પડું: મને માફ કરજે, જો મુખીના દેદારમાં બકૂલ જ હોય તો આ ગાંડીના બોલ્યા સામું ના જોતો. એકવાર ન્હાનપણમાં મેં તને ડૂબતો બચાવ્યો'તો ને? આજ તું મને પેલા નરાધમ, પિશાચ, કામી મુખીથી ન બચાવી લે! મને વલોણાવારે સતાવ્યા કરે છે..." મણિએ આક્રન્દ કર્યું. તે કારમી ચીસ પાડી ઉઠી. મુખી મુંઝાયો. તેણે મણિને ખભે હાથ મૂકતાં કહ્યું:–

"ઘેલાં ન કહાડ, મણિ! હવેથી નહિ સતાવું. એક વાર કહે, કે તું મને ચાહે છે: પછી જો, કે દહાડા કેવા સુખમાં જાય છે–ચાલ, અન્દર ચાલ, આપણે નિરાંતે જીવે વાત કરીએ." કહીને મુખી એનો હાથ, મણિની કમરે વીંટાળવા જતો હતો ને મણિ પાછી ઉશ્કેરાઇ ગઇ.:–

"ખસ પીટયા! તું તો કર્મચંડાળ મુખી મુવો છે!" મુખીએ મણિને છોડી દીધી. તે તેનાથી જરા દૂર ખસ્યો. મણિ ખડખડ હસી પડી. વળી પાછી તરત જ શાંત ને ગંભીર થઈ જઇ, અવાક્પણે એને જોઇ રહી.

" મણિ ! હું મુખી છું. આ નાસ્તિકપરાનો ધણી ! તને એની ધણીઆણી થવાની આજ તક મળે છે—" કહીને મુખી એની નજીક ગયો. મણિ છટકી, તે બળતા બોલ બોલી:—

"આગ લાગો તારા નાસ્તિકપરામાં ; પરાનો પ્રલય થઇ જાઓ. તું મને ધણીઆણી બનાવનારો ?" કહીને મુખીના ગાલમાં એવો તો જોરથી તમાચો લગાવી દીધો, કે મુખી હવે જીવપર આવ્યો. તે રહીસહી માણસાઇ પણ ચૂકયો. મણિને એણે બાથમાં ભીડી. પણ મણિ હવે ચંડિકા બની હતી. એક જ અડફટે મુખીના હાથમાંથી તે છૂટી. છૂટીને નાઠી–દોડી–દિશાઓ તેડી જાય તે પન્થે દોટ મૂકીને દોડી. મણિ, દિવાનાપણાના ચેનચાળાએ નાડી. શિયળને જાળવવા જતાં, જનેતા પોતાની પડખે જ સૂતી છે એ ભરૂસે લોચન મીંચી, નિદ્રામાં પોઢેલા પોતાના બાળકનું પણ એને ભાન ન રહ્યું. જેને ખાતર તે જીવતી હતી, જેના વડે જ શુષ્ક જીવનમાં કદી આનન્દનાં વિચિ ઉછાળા મારતાં હતાં, તેને ઉંઘતા જ મૂકીને મણિ અલોપ થઇ. તે દિગન્ત ભેળી ભળી ગઇ કે વિજળી પેઠે કયાંક સમાઇ ગઇ. એની પાછળ પડવું, એની શોધ કરવી, એ બધું જ માનવબુદ્ધિ માટે લગભગ અશકય હતું. નિશાળમાં છોકરાંને પૂછાયું હતું કે "વખત કેવો છે." માત્ર મણિના ગભરૂ બાળકે ખરો જવાબ દીધો હતો કે ફરી પાછો ન ફરે એવો. મણિએ વખત પાસેથી પાંખો મેળવી.

***

એ કરુણ ઘટનાપર ત્રણ શરદો પસાર થઇ ચૂકી હતી. હવે તો ચન્દુ સારો સમજણો પણ થયો હતો; મુખીને મણિ તો ન મળી, પણ મણિના દિલની દોલતરૂપ ચન્દુને મેળવવા જેટલું તે ફાવી શકયો હતો. ચન્દુને માટે જ નહિ, પણ સમગ્ર નાસ્તિકપરા માટે મુખીના એક જ તકેટી ખબર

જીવતી હતી, કે એકાએક હ્રદય બન્ધ પડી જવાથી મણિનું મૃત્યુ થએલું! નમાયા બાળકનો બેલી પોતે થયો છે, એમ લોકોને મનાવવામાં મુખી ગૌરવ ધરાવતો. લોકને એનું જડ જીગર સમજવું મુશ્કેલ હતું.

ખરી હકીકત એ હતી, કે મુખીના ભાગ્યને જ યોગ્ય એને ચન્દુ જેવડો છોકરો હતો. છેક ઠોઠ ને નઠોર. ખાવાની દાઢ ખૂબ. લ્હેર મારવા જોઈએ. રોફ રાજાના સાળા જેટલો રાખે. ઉગતો હતો હમણાં, છતાં પાક હતો અઢાર મહિનાની પેદાશનો. જુઠ, ચોરી, ઉચ્છૃંખલતા, વ્યસન, જુગાર ને લોફર-વેડા વગેરેમાં પૂરી પહોંચેલ બુટ્ટી! મુખીને ત્યાં ચન્દુની વસ્તિ વધી, ત્યારથી હીરાની ટંકશાળ ઉઘડી. હવે એનાં ખિસ્સાં તર રહેતાં. ઇચ્છે તે છન્દ આદરી શકતો. એનું કારણ હતું. હીરાને ચન્દુવડે મોટી સગવડ એ મળી કે ઘરમાં વારંવાર ચોરી પોતે કરે ને પડે ચન્દુને માથે: અને હલકું લોહી હવાલદારનું જ હોય ને?

ચન્દુ સંસ્કારી માતાનો પુત્ર હતો. વારસામાં માલ મલ્કત તો ન્હોતી મળી, પણ ધાનક પિતાની ખાનદાની એને વરેલી હતી. તે મજબૂત ને બેવડીઆ બાંધાનો હતો: ફૂટડો ને દેખીને દુશ્મનને ય વ્હાલ ઉપજે એવો સોજીલો હતો. બે ટંકના રોટલા સાટે નાસ્તિકપરાના નિર્દય મુખીને આવો 'વૈતરો' બીજે કયાંથી મળે? ચન્દુ પરચુરણ ઘરકામ કરે, વાસણ માંજે, પથારીઓ કરી આપે, સીમમાં જાય, મુખીનાં ઢોરની બરદાસ પણ એ જ કરે.

એ ખરૂં, કે ચન્દુને બે ટંકનું ભાણું જ મળતું. છતાં સીમની સ્વચ્છ ને ખુલ્લી હવા અને કામની કસરતથી એ એવો પોષાતો કે વધ્યું ઘટયું કે ઠંડું ખાવાનું મળવા છતાં શરીરે

સુદઢ રહેતો. બીચારો મુખો! **ચન્દુ** કુદરતના ઉછેરે ઉછરતો, તેનું મુખીને શાનું ભાન હોય! ઘરમાં પૈસાની વારંવાર ચોરી થાય, ત્યારે એ તો એમ જ વ્હેમાતો, કે ચોરી કરીને **ચન્દુ**, બહારથી છાનુંછપનું લઇ ખાતો હોવો જોઇએ—નહિ તો શરીરે આટલો ફાલે જ નહિ! મુખી એને ધમકાવે, કાનમાંથી કીડા ખરે એવી ગાળો ભાંડે, હાથ દુઃખી જાય એટલું મારતાં પણ પાછો ન પડે. નમાયા **ચન્દુ**એ ચોરી તો કરી જ ન હોય; જવાબમાં એ બીજું શું બોલે! માર ન વેઠાય ત્યારે માબાપને સંભારી બેઠો બેઠો રડયા કરે.

**આજ** સુધી તો ન્હાની રકમની ચોરી થતી. એક દિવસ પચાસ રૂપિયા જેટલી રકમે પગ કર્યા. **હી**રાને ખખડાવ્યો; પણ એ ખાઇબદેલ કુંવર કાંઇ ગાંઠે? ઉલટું એણે તો આબાદ એમ જ ઠસાવ્યું, કે **ચન્દુ** સિવાય બીજાનું કામ હોય જ નહિ!

**ચન્દુ** તે દિવસે સીમમાંથી સમીસાંજ સુધી પાછો નહતો આવ્યો. વાળુ વખત થયો; ન આવ્યો. બધાંએ જમી લીધું; ન આવ્યો. સુવા વખત થયો; **ચન્દુ** દેખાયો જ ના. પચાસની ચોરીનો, એનાપરનો આરોપ દઢ કરવાને, **હી**રાને આ એક જબ્બર કારણ મળ્યું. **મુખી ચન્દુ**ની રાહ જોતો ચોરે બેસી રહ્યો—રાહ શા માટે? **ચન્દુ**નું શું થયું હશે તેની ચિંતાથી નહિ, તે આવે કે તરત એ "ચોર"ને સજાના ઘટતા ફેજે પહોંચાડવા!

***

**મ સ્રિ સ મ્બ ન્ધી** કરુણ કિસ્સો બન્યા પછી, નિશાળમાં મ્હેતીની જગ્યા કોઇ મ્હેતાજીએ લીધી હતી. તે, શાળા છૂટે કે ગામને પાદર ફરવા નીકળી પડે, એકલો ને એકલો દૂર દૂર સીમને સીમાડે પહોંચે ને પ્રહરના પ્રહર સુધી હરિયાળા ઘાસમાં આડો પડી અગમ્ય વિચારણામાં લીન થાય. આજ એની

નજરે **ચન્દુ** ચડયો. **ચન્દુ**, ઘાસની ભારેટી લઇને ઘર તરફ વળવાની તૈયારીમાં હતો. ભારેટી જરા ભારે બન્ધાઇ હતી. તે એનાથી ઉપાડી શકાતી ન્હોતી. બે **ત્રણ** વાર મથ્યો, ન ફાવ્યો. પેલો મ્હેતાજી વિચારતંદ્રામાંથી જાગ્યો, ઉઠયો. માથે ભારો ચડાવવા મથતા **ચન્દુ** પાસે ગયો. એને જોઇને **ચન્દુ**એ આજીજી કરી.

"કાકા, લગીર ટેકો કરશો?"

મ્હેતાજી ઊભો જ રહ્યો. **ચન્દુ**ને ઉત્તર ન મળ્યો. તે **ચન્દુ** સામે અનિમિષ આંખે જોઇ જ રહ્યો. **ચન્દુ** ચીડાઇ ગયો હતો. ભારાને પડતો મૂકી, ભગનાશ વદને તેણે જમીનપર પડતું મૂકયું. મ્હેતાજીએ, આડો હાથ દઇ એને ઝીલી લીધો. **ચન્દુ**થી સહસા રોઈ પડાયું.

—**અ**ને મ્હેતાજીનું દિલ દ્રવી ઉઠયું. તેણે રોતા **ચન્દુ**નાં આંસુ લૂછ્યાં. માથે હાથ ફેરવી આશ્વાસન આપ્યું :—

"આટલો મોટો ભારો તારાથી ઉંચકાય?"

"ન ઉંચકાય તોય ઉંચકવો પડે: હજુ તો આખી જીંદગાનો ભાર ઉપાડવો નહિ પડે!" સાંભળીને મ્હેતાજી શંકાશીલ બન્યો, તેણે પૂછ્યું :—

"કેમ એમ બોલે છે? માબાપ તો હશે ને?"

"ગામનો મુખી મારો બાપ ગણો કે શેઠ." **ચન્દુ**એ ઉંડી આહ નાખી.

"ને મા?"

"પણ મારે મોડું થાય છે. મુખી આજ તો જરૂર લઢવાના. મને વાતો કરાવો મા. ભારો ચડાવો ને?" **ચન્દુ** ગળગળો થઇ ગયો.

"મુખી નહિ લઢે. ચાલ, હું તારી સાથે આવીશ." મ્હેતાજીએ **ચન્દુ**ને બરડે હાથ ફેરવતાં કહ્યું.

"પણ આ ભારો?"

"તે અહીંજ ભલે રહ્યો. હું તને મારે ત્યાં તેડી જાઉં છું. છોકરા, તારૂં નામ ના કહે?"

"**ચન્દુ.**" નત મસ્તકે ચન્દુ બોલ્યો.

"ચન્દુ, ચાલ ત્યારે જો, અન્ધારૂં થઇ ગયું **છે.**" મ્હેતાજીએ એની આંગળી પકડી ચાલવા માંડયું.

'પણ મ્હારે મોડું થાય તે?" **ચન્દુ** ચિન્તાતુર થયો.

"છો થાય; ત્હારે મુખીથી ડરવાની જરૂર નથી, **ચન્દુ**!"

"ના ડરૂં તો શું કરૂં? એ તો એવા મારે છે..."

"મારે છે? કોણ મુખી?" મ્હેતાજીની આંખ વિકરાળ થઇ.

"હા; કાકા, મને જવા દો ને?" **ચન્દુ** છૂટવા મથતો હતો.

"ગાંડો ન થા, અને બીતો પણ ના. જોઉં છું કે વાળ સરખો કોણ વાંકો કરે છે!"

"તે કાકા, તમે મને ઓળખો છો? મારૂં આજ કેમ ઉપરાણું લઇ રહ્યા છો—કયારનો પૂછું પૂછું કરતો'તો."

"જો, **ચન્દુ**! તને તો તું ઓળખાવે ત્યારે ઓળખું. પણ તારો ચ્હેરો કાંઇક પરિચિત લાગે છે. તેથી જ તને મારે ત્યાં તેડી જાઉં છું. ચાલ, ઘેર આપણે નિરાંતે વાતો કરીશું."

"ને તમે માનતા હો તે હું ન નીકળું તો?"

"તો પણ શું? તને જોઇને મારૂં હૃદય જે પ્રેમાળ લાગણી અનુભવી રહ્યું છે, તે તને મારાથી જુદો નહિ જ કરે."

*
* *

**વાચનારે** મ્હેતાજીને ન ઓળખ્યો હોય તો ઓળખી લે, કે તે પેલો શિલ્પી અથવા **મણિને** પવિત્ર પ્રેમથી પહેલો

ચાહનાર બકુલ હતો. તે પત્થર ઘડીને જેમતેમ પેટિયું કહાડતો ને મણિ માટેની એની એકની એક આશા કરમાઇ ગઇ, ત્યારથી ફાવે ત્યાં ફરતો ને રખડતો. એને કાને વાત આવી, કે પુત્રવતી મણિ વિધવા થઇને નાસ્તિકપરામાં મ્હેતી થઇ છે, ત્યારે નિર્મળ પ્રેમનો જૂનો અગ્નિતણખો તેના જીગરમાં તાજો થયો અને વિધવાને, વિશુદ્ધ ભગિની ભાવે મળવા સારૂ તે મોકો શોધતો. આખરે નાસ્તિકપરામાં તે આવ્યો તો ખરો, પણ મણિના મિલનકાળ માટે મોડો પડ્યો. ગામલોક જાણુતા હતા તે રીતે જ તેણે પણ ખબર સાંભળી, કે હૃદય બન્ધ પડી જવાથી પુત્રને એકલવાયો છોડી તે ગત થઇ હતી. પછી તે જ નિશાળમાં, પોતે શિલ્પી મટીને મ્હેતાજી તરીકે રહ્યો, અને આજ અનાયાસે ચન્દુ મળી ગયો. ચન્દુને જોતાં જ કોઇ અજબ આકર્ષણથી એનું દિલ તેના તરફ ખેંચાયું હતું. ચન્દુના સ્વરમાં મણિના મધુર કંઠની મીઠાશ તેણે અનુભવી હતી અને એની વદનાકૃતિ, મુકૂલને આબાદ મળતી આવતી એણે જોઇ હતી.

ચન્દુને ઘેર તેડી ગયા પછી એને બધી વાતની જોઇતી માહિતી મળી. બન્ને રોયા. ચન્દુને, હેતાળ હૈયે ચાંપ્યો. અંતરના ઉમળકાથી એને ચૂમ્યોઃ એ ચૂમી અને ચન્દુના હૈયાની હુંફ! સાથે જ ચન્દુના આંતરને બકૂલની સ્નેહવત્સલતાનો થતો અનુભવ! એ અનનુભૂત અનુભવ સગા–સાચ્ચા પુત્ર–પિતાના વાત્સલ્યથી લવ પણ ઉતરતો ન્હોતો.

બકૂલે, મણિના લગ્નપ્રસંગે, મણિની જ પ્રતિકૃતિની તેને જે આરસભેટ દીધી હતી, તેમાંની એક મૂર્તિ સદૈવ પોતે પોતાની પાસે રાખતો. સુખડની પેટીમાંથી, આજ વર્ષો પછી તે બહાર કહાડી. જે જોતાં ચન્દુએ હાથમાં ઝડપી લીધી:

‘ જાણે મારી મણિ, આ તો ! ’

'હા; ચન્દ્રકાન્ત,' બકુલે વ્હાલભર્યા સ્વરે કહ્યું: ' તે મણિની જ નાનકડી પ્રતિકૃતિ છે, અને ભારો ઉપડાવવા તેં મને 'કાકા' કહીને સંબોધ્યા હતો, તેય ખોટું નથી. તારો પિતા, મુકુલ, મારો મિત્ર હતો—ભાઇ કરતાં વિશેષ સગાઇ ધરાવનાર મિત્ર. કહે, હું તારો કાકા કહેવાઉં કે નહિ ?

' મને આ મૂર્તિ ન આપો ?' મૂર્તિને છાતીએ દબાવતાં ચન્દુ બોલ્યો

' મૂર્તિ જ શા માટે ? આ જીવ ને જીવન સુદ્ધાં તારૂં જ છે ને, બેટા !' બકુલે ચન્દુના વાળનાં ઝુલફાં ઠીક કરતાં અને એના મસ્તકપર મમતાળુ હાથ ફેરવતાં કહ્યું.

' ત્યારે હવે આપણે ભેગા રહેવાના ? એમ! મુખીને કહી આવું ત્યારે ?'

' હું જ તેને ખબર કહાવીશ. તારે શા માટે જવું જોઇએ ?

' ક્યારે કહી આવશો ?' ઉલ્લાસમાં આવતા ચન્દુએ પૂછયું.

'કહેતો હોય તો અત્યારે જ. પણ તું ભૂખ્યો થયો હોઇશ. કપડાં કહાડ; ચાલ, પ્રથમ જમી લઇએ. હું ભાણાં તૈયાર કરૂં છું.' કહીને બકુલ અન્દરના ખંડમાં ગયો અને ચન્દુ કપડાં કહાડવાનું ભૂલી જઇ, મણિની મનોહર કોતરાયલી મૂર્તિને ધારી ધારીને જોવામાં ગુંથાયો.

થોડી જ વાર થઇ હશે અને બહારથી કોઇનો પગરવ સંભળાયો. ચન્દુએ આવનાર તરફ નજર કરી. અન્દરથી બકુલે, જમવા માટે ચન્દુને બૂમ પાડી. બહારથી, હાથમાં ચાબૂક સાથે આવતા મુખીએ ઘરમાં પગ મૂકયો. તેને જોઇ, ચન્દુએ કારમી ચીસ પાડી. તેના હાથમાંથી મૂર્તિ હેઠળ પડી ગઇ. મૂર્તિ જોઇને જ મુખીએ કલ્પી લીધું, કે મ્હેતાજી મૂર્તિઓ

ધડે છે એમ એકવાર કહેલું, તે પ્રમાણે પચાસ રૂપિયા ચોરી લાવી, ચન્દુએ એ મૂર્તિ ખરીદી હોવી જોઇએ. ઘણું મોડું થવા છતાં ચન્દુ ઘેર પાછો ન ફર્યો, તેથી મુખીના દિલમાં ઓર ચટપટી લાગી રહી હતી. તેણે અનુમાનથી જ, શોધ માટે મ્હેતાજીનો સાથ મળશે એમ માનીને અહીં આવવાનો રસ્તો લીધો હતો. મુખીએ આવતાં જ ચન્દુને જોયો અને જોતાં જ, કશો પણ વિચાર કર્યા વગર સણસણતો ચાબૂક તેના અંગપર ફટકાઓ ફરી લગાવવા જતો હતો અને બકૂલ, ચન્દુનું આક્રન્દ સાંભળી બહાર આવ્યો. તે મજબૂત કાંડાં બાવડાંવાળા શિલ્પીએ, એક જ ઝાટકે મુખીના હાથમાંથી ચાબૂક ઝૂંટવી લીધો ને બોલ્યો :—

"સુવ્વર ! ન્હોતો જાણતો કે આટલો બધો નિર્દય હોઇશ."

"અને હું ન્હોતો જાણતો કે ન્હાનાં છોકરાંને ચોરીઓ કરાવવાનું શીખવી, મ્હેતાજીના લેબાશમાં શિલ્પીનો ધીકતો ધન્ધો ચલાવનારો, તું બદમાશ હોઇશ"

"શું બકે છે બેવકુફ ! કંઇ ભાન છે કે..."

પણ હવે અહીંની લડાઇ ઝાઝી ન લંબાઇ. મુખીનો રાવણીઓ દોડતો આવી પહોંચ્યો અને હાંફભર્યા દિલે માઠા સમાચાર સંભળાવ્યા :—

"બાપુ, બાપુ ! ઘેર તો આગ લાગી છે; દોડો ! કેમે કરી કાબુમાં નથી આવતી !"

"હેં ! આગ ? આગ શાથી લાગી ?"

કારણ ગમે તે હોય. અત્યારે તો આગ હોલવવાની જ સોઇ કરવાની હોય ને ? મુખીને, મણિના અંતિમ ઉદ્દગારો કેમ યાદ આવે !

**તે** હડકાયા કુતરા પેઠ દોડ્યો. પણ રસ્તામાં જ રોકાઇ ગયો. મહીસાગરમાં ભારે તોફાન જામ્યું હતું. એકાએક એવાં પૂર ચડયાં હતાં કે સમુદ્રની પ્રચન્ડ ભરતી કરતાંય ભારે એના જળ ઉછાળાથી ગામનાં ગામ ડૂબી જાય–ત્યાં નાસ્તિકપરા જેવાનું શું ગજું ? ઘેર પહોંચતાં પહેલાં, રસ્તામાં જ મુખી તણાયો. એક ડૂબકી ખાઇ જળસપાટીપર આવ્યો ને વળી પાછો ડૂબ્યો. ડૂબતાં ડૂબતાં તેણે છેલ્લું અટ્ટહાસ્ય સાંભળ્યું. તે તણાઇ આવતી ગાંડી **મ**ણિનું હતું : " કહ્યું હતું એમ જ થયું ને ! " એમ કહીને મુખીનું ધ્યાન ખેંચી, જાણે છેલ્લો શ્વાસ છોડતી હોય તેમ, તેણે પણ જળદેવીને અંકે અંતિમ સમાધિ લીધી.

—**ન**દીનાં પૂર **બ**કુલના ઘર સુધી પહોંચવાને શક્તિમાન નહતાં. પૂરમાંથી જે બચ્યા, તે એમ કહેતા, કે એ પુણ્યવાનનો વાત્સલ્ય પ્રેમ જ એવો પ્રતાપી હતો. પૂર આવ્યું ત્યારે ઘરની અગાસીપર ચડીને, **ચ**ન્દ્રકાન્ત અને **બ**કુલ ઊભા હતા. તે પ્રચન્ડ જળપૂરની અકાંડ તાંડવલીલાને, ડૂબતા મુખીને, ભસ્મિભુત થતા મુખીના ઘરની આસ્માન માર્ગે ઉડતી લ્હાય–જ્વાળાને અને છેલ્લી એકવાર ભયંકર અટ્ટહાસ્ય સાથે ડૂબતી દિવાની મણિને બન્ને જોઇ રહ્યા. **ચ**ન્દ્રકાન્તના હાથમાં, **મ**ણિની તૂટેલી મૂર્તિના કકડા હતા. **બ**કૂલના જીવનમાં, તૂટેલી આશાના ટુકડાનાં અંતિમ દર્શન જ ન હતાં; આશાના એ ટુકડાને સાંધનાર અથવા અમર આશાના ઉર્જ્વળ ફળરૂપ એની આંખનો સિતારો–એના આત્માની જ આબાદ પ્રતિકૃતિ રૂપ ચન્દ્રકાન્ત–પોતાના જીવનમાં ઓતપ્રોત થતો ઊભો હતો.

❦

ઉ ગ તી સ ન્ધ્યા જેવો ઇતિહાસ, અને સન્ધ્યાના ચલિત છતાં મનમોહક રંગો જેવાં, ઇસ્લામશાસનનાં સંભારણાં; ઉભયને અવાકૂપણે તાજાં કરાવતો શાહઆલમનો રોજો, રાજનગરની પડખે ઊભો છે: પાછળ સુન્દર સરોવર છે—એનું નામ ચંડોળા. ત્યાં ચંડોળ પક્ષી વિહરતાં હશે કે નહિ, તે ખાતરીપૂર્વક ન કહી શકાય: પણ એનાં છલકાતાં કાચનિર્મળ જળમાં, જ્યારે કમળોની કુંજઘટા પૂરબહારમાં ફાલે છે, ત્યારે નયનને ઑાર આનન્દ થાય છે: એ મનોહર સૌન્દર્યને જોતાં જગત્‌ની ઘડમથલો ક્ષણભર ભૂલી જવાય છે અને ત્યાંની લીલી હરિયાળીપર, શાન્તએકાન્ત સેવતાં, પ્રહરના પ્રહર પડી રહેવાનું મન થાય છે.

એવા એક 'સાહેબ' હતા, જેમના ભાગ્યમાં, આ શાન્ત સુન્દર સ્થળનો લાભ લેવાનું સર્જાયું હતું. પોતે ઉગતા પ્હેરો-ડિયે 'હવા ખાવા' નીકળી પડે; ચંડોળા તળાવપર આવે; સંસ્કાર પ્રમાણેની પ્રેરણા ઝીલે ને બાલસૂર્યની સોનેરી કિરણા-વલિથી 'સાહેબ'ની સુકોમળ કાયા જરા :તપવા માંડે ત્યારે, ત્યાંથી પોતે પાછા ફરે.

ગોરા અમલદારોને જ 'સાહેબ' કહેવાય-એવું હવે ક્યાં રહ્યું છે? 'દાસ', 'ભગત્', 'રામ', 'દરબાર', 'સરકાર', વગેરે 'અટકો' જેવી એ પણ જાણે એક અટક! 'સાહેબ' ઠીક ઠીક ભણેલા હતા અને નાટકોએ એમને ખુબ ખ્યાતિ આપેલી.

'સાહેબ' કાંઇ મૂળથી જ ગર્ભશ્રીમંત નહતા. કાળબળે, 'નસીબે' એમને 'યારી' આપી અને પોતે નાટકો લખતા થયા. તેમાં તેમને સારો તડાકો પડયો. પાંચ જ વર્ષમાં

આર્થિક દશાએ પલટો ખાધો. એમને આંગણે લક્ષ્મીદેવીએ લીલા-લ્હેર કરી. ન દીઠેલું દીઠું, ન ભોગવેલું ભોગવાવનારૂં ભાગ્ય ખુલ્યું અને ત્યારથી એમને 'સાહેબ'ની 'ઑનરરી' પદવી વરી.

નાટકોના વાવેતરે નગદ નાણાંનો પાક ઉતર્યો, એટલે જૂના જમાનાના ઘરનાં રંગરૂપ ફરી ગયાં–માત્ર ઘરનાં નહિ, આર્ય-સંસ્કૃતિ ઓસરી ગઇ ને જીવનમાં, દરિયાપારના દેશોની ભભક-ભરી વિકૃતિએ ઘર કર્યું. જે રાચરચીલાંવડે પૂર્વજ ગૌરવ ધરાવતા, તેને હવે રૂખસદ મળી અને ઠાઠમાઠના ઑાર્ડરોથી, માળિયામાંથી બનેલી મ્હેલાતમાં સાહેબશાઇ 'ફરનિચર' ખડકાયું

—અને સાહેબશાહી ઠાઠમાઠ એટલે, ધીમા હલકે હીંચવા હીંચકો નહિ, પણ 'રૉકિંગ ચેર'; દાતણ માટે વજ્રદન્તી, વડ કે લીમડો નહિ, પણ પાઉડર ને બ્રશ; પીણામાં દૂધ નહિ પણ ચ્હા; નાસ્તામાં મગજ–મેવો નહિ, પણ હન્ટલિ પામરનાં બિસ્કીટ; મ્હોલાતમાં આંટા ફેરા મારતી વખતે પગમાં પાવ-ડીઓ નહિ, પણ ચમ્પલ; ન્હાવણ માટે તાંબાકુડી નહિ, પણ 'ટબ'; ભોજનભાણા વખતે પાટલો નહિ, પણ ખુરસીટેબલ: સિવાય સિઝર્સ, સોનેરી ફ્રેઇમનાં ચશ્માં; સાથે સ્ટિક, સ્ટોકિંગ ને હેટ–પેન્ટ ઇત્યાદિથી એમનાં અંગપોષાક ને ઢબછબનો ખ્યાલ વાચકને નહિ આવે ? પોતે આ રીતના 'સાહેબ' હતા.

સાહેબ સખાવત કરતા; મોભો જાળવવા: દાન કરતા; કીર્તિની કિતાબમાંથી એમનું નામ નીકળી જવું ન જોઇએ તે માટેઃ લોકલાગણી કે પ્રજામાગણીને માન દેતા; રખેને 'સાહેબ' ફીટીને આ 'જંગલી' દેશના 'ગૃહસ્થ' બની જવાય એ ભયથીઃ આવા જાહેરપુરૂષને, ગરીબડી જનતાનાં, રાંકડાં હૃદયનાં, અસહાય જીવનનાં, છાનાં આંસુ જોવાની જ ફૂરસદ ન હોય તો તે લ્હોવાની તો હોય જ ક્યાંથી? અલબત,

'મોટા' માણસોને મન, એ માટે, 'સાહેબ'નો વાંક નહતો જ વસતો

***

**સાહેબનું** મૂળ નામ **અ**નુપરાય અને ટુંકું-સુધરેલું-નામ **અ**ન્નાસાહેબ. **અ**ન્નાસાહેબ આજે ફરીને વેળાસર પાછા ફરતા હતા. પાછા ફરતાં પહેલાં એકવાર ચંડોળા તળાવમાં ખીલેલાં કમળદળપર નજર નાખી. એ જ પળે, કમળને કોમળ પાંદડે ઠરેલું ઝાકળનું બિન્દુ, લગીર વાયુની લહરી વાતાં, સહજ કંપીને, સરોવરનાં વિશાળ જળમાં ભળી-સમાઇ ગયું. જાણે અનાથ કોઈ હૃદયકમળનું જ અશ્રુબિન્દુ! પણ એવાં તો દિવસ ઉગ્યે કેટલાંય અણદીઠ બિન્દુ, આ વિશાળ સંસારસિન્ધુમાં ગળી જતાં હશે. **અ**ન્નાસાહેબે આ દૃશ્ય જોયું ખરૂં; પણ હમણાં જ કહેવાયું તેમ, કમળ-ઝાકળના જીવનને જાણવાની એમને પુરસદ કે દરકાર ન્હોતી.

**આ**જ તો એમને મુખ્ય દરકાર હતી ટપાલની. મુંબઇની એક નાટકમંડળીએ મહિનાઓ થયાં વડોદરામાં અડ્ડો જમાવ્યો હતો. તે કંપનીને જે નવો ખેલ ભજવવા સારૂ **અ**ન્નાસાહેબ આપી આવ્યા હતા, તેની છેલ્લી રિહિયર્સલની પોતે રાહ જોઇ રહ્યા હતા: રિહિયર્સલ આજે જ હતી અને એ રિહિયર્સલ નાટક લખનારના-**અ**ન્નાસાહેબના-નેતૃત્વ હેઠળ જ થાય એવી ગોઠવણ હતી:

**મ**કાનપર પહોંચતાં જ ટપાલીએ 'સાહેબ'ના હાથમાં ટપાલ મૂકી: થોડાંક છાપાં હતાં અને કાગળ; કાગળ એક નહિ પણ બે હતા. દિવાનખાનામાં દાખલ થઇ, ટપાલને ટેબલપર મૂકી. હેટ-કોટ ઉતાર્યાં. 'સાહેબ' રોકિંગચેરપર બેઠા. એમને મન, છાપાં, એ તો નિરાંતનો વખત વીતાવવાનાં રમકડાં હતાં; તેથી જે પરબિડિયાપર વડોદરાની છાપ હતી, તે પ્રથમ ફોડયું. એ

પત્ર નાટકમંડળીના મેનેજરનો નીકળ્યો. અન્દર લખ્યું હતું : "આજ સમીસાંજના છેલ્લી રિહિયર્સલ છે : જરૂર પધારશો. નાટકવેચાણનાં બાકીનાં નાણાં પણ રૂબરૂમાં જ આપી દઇશું."

વડોદરા જવાની ગાડી અમદાવાદથી સાડાદસે ઉપડતી હતી. વચ્ચે બે કલાક જેટલો જૂજ વખત હતો. હા, જૂજ વખત : કેમ કે 'સાહેબ'ના પરવારમાં જ દોઢેક કલાક જતો. એ હિસાબે અડધો જ કલાક ફાજલ ગણાય. તેમણે નોકર–રસોયાને તાકીદ આપી, અને 'સાહેબ' પોતાના નવીન નાટકની ભજવણીના તાલમાં તન્મય થયા.

લગભગ પ્રહરેક પછી, ચૂસાતી સિગારનું ઠુંઠું ઠેઠ હોઠ દાઝે એટલું ટૂંકું થઇ ગયું ત્યારે, 'સાહેબ'ની નજર, બાકીના બીજા કાગળપર પડી. ઠુંઠું રાખ ખંખેરવાની તાસકમાં નાખ્યું અને બીલકુલ બેપરવા દાખવતાં પેલો બીજો પત્ર ફોડયો.

તે ઉમરેઠથી લખાયલો હતો. એમાં લખ્યું હતું : " પત્ર વાચી, બેઠા હો ત્યાંથી ઉઠીને તરત, ઉમરેઠ આવવા પહેલી જ ગાડી પકડો. તમારાં ભોજાઇ મરવા પડયાં છે. થોડીક નોટો લેતા આવશો. "

પત્ર તળે દાક્તરની સહી હતી. દાક્તરનું નામ દિનબન્ધુ. દાક્તર, 'સાહેબ'ના વિદ્યાર્થીજીવનના સાહાધ્યાયી હતા; બન્ને લંગોટિયા દોસ્ત. અનુપ ભલે 'અન્નાસાહેબ' થાય કે–'મહેરબાન સાહેબ' બને, પણ દાક્તરને મન તો પોતાનો જૂનો દોસ્ત 'અનુપ' ! અનુપને 'અનુપ' જેવા ટુંકા કે ' તોછડા' નામથી બોલાવવા જેટલો દાક્તરને હક્ક હતો. અન્નાસાહેબથી એ અધિકાર છિનવી શકાતો પણ નહિ.

***

**આ જા સા હે બે** વંચાયલો પત્ર ટેબલપર પછાડતાં વિચાર્યું: "હું ? જનતાના ચાહને જીતી લેનારો નાટ્યલેખક: પૂરો પ્રતિષ્ઠિત: વેવલી વિધવા ભોજાઇનો સહકાર મને શોભે નહિ ને ગોઠે ય નહિ."

દૃષ્ટિના દૂર્બિનને ભૂતકાળના પડદાપર નાખતાં વળી વિચાર્યું: "એ ભોજાઇ કઇ આલ્હાદની પુતળી ? મનુ–મારો મરી પરવારેલો મોટો ભાઇ–ને એ 'બાલવિધવા,' બન્ને સાથે કૉલેજમાં ભણેલાં. સાથે ભણ્યાં એ તો ઠીક, પણ સમાજ જે રિવાજની વિરૂદ્ધ હોય, તેનો વિરોધ વ્હોરીને તેનાથી, એ બાલ-વિધવા વેરે પુનર્લગ્ન થાય જ કેમ ? છતાં તે એની જ સાથે પરણ્યો. બન્ને પરણ્યાં ને કુટુમ્બોમાં કલેશ પેઠો: જ્ઞાતિથી બન્ને તરછોડાયાં: સારાય હિન્દુસમાજમાં હડધૂત થયાં. મનુ ટુંકું આયુષ્ય લઇને આવેલો, તે પૂર્વભવનું મારૂં લ્હેણું પતાવી–એનો વારસાઇ હક્ક આ ભાઇ–સાહેબ–ને સ્વાધીન કરી પરણ્યા પછી દોઢેક વર્ષે જ દેવલોક થયો: ભોજાઇ કરણીનાં ફળ ભોગવતી પડી પડી સડી જાય, એનું ફાવે તેમ થાય, તેમાં કોઇ શું કરે ? નહિ; બસ્સ, બીલકૂલ નહિ: એ પુનર્લગ્નનીઆ બાલવિધવાને મરતી અટકાવવાના પાપમાં કદી નથી પડવાનો. ભાઇ મરી ગયો ત્યારથી જ મેં તો ભોજાઇના નામનું નાહી નાખ્યું છે."

દાનવીર, સખાવતી ને પ્રતિષ્ઠિત 'સાહેબ' આવી વિલક્ષણ મનોદશા ધરાવતા. ભોજાઇ પણ નાકલીટી તાણીને પેટ ભરવા કરતાં મરવા તૈયાર થાય–એટલી ટેકીલી હતી. એનું હૈયું ને હાથ ચાલ્યાં ત્યાં સુધી તો દુ:ખેસુખે નિર્વાહ ચલાવ્યો. પણ મનુ પોતાની પછવાડે કેવળ વિધવા વધૂ અને નાનકડી કીકીને જ ન્હોતો મૂકતો ગયો; વિધવાના જીવનમાં ઝીણો ક્ષય પણ ઉશેટતો ગયો હતો. પરિણામે વિદૂષિ સરોજ–'સાહેબ'ની

ભોજાઇ–શિક્ષિકા કે નર્સ કે બીજી કોઇપણ સેવા સ્વીકારવાને હાલ અશક્ત થઇ પડી હતી.

—પણ ઇશ્વર અનાથનો બેલી છે. કુટુમ્બ, જ્ઞાતિ અને સમાજથી તરછોડાયલી સરોજને સાથ દેવા, દયાળુ દેવે પોતાના એક પ્રાણને પ્રેરણા કરી અને એ જ દાકતર દિનબન્ધુ. દિનબન્ધુ 'અનુપ'નો જૂનો મિત્ર હતો. તેમણે જ્યારથી જાણ્યું, કે અંબાસાહેબ ઉમરાના પૂજારી મટી ડુંગરાના દેવ થયા છે, એમની બુદ્ધિએ પલટો ખાધો છે અને ભોજાઇને તેણે તરછોડી છે, ત્યારથી જનહૃદયના નૈસર્ગિક ગુણબળે સરોજને તેણે પોતાની પાંખમાં લીધી. પોતાને સૂને પિયર–ઉમરેઠ જઇ રહેલી સરોજને, ઉમરેઠમાં જ દવાખાનું ખોલી બેઠેલો દિનબન્ધુ, બન્ધુભાવે એને યોગ્ય રાહત આપતો ; એનાં દવાદારૂ કરતો અને સંતતિવિહોણો દાક્તર, કીકીને હુલાવી ફુલાવી પિતૃવાત્સલ્યનો નિર્દોષ લ્હાવ લેતો.

પરન્તુ સ્થિતિચુસ્ત સમાજ ! સગી આંખે ન જોવાય એવા અનાચાર સાંખી શકે, અત્યાચાર સામે આંખમિચામણાં કરે, થતા ગર્ભપાત મૂગે મ્હોંડે જીરવી જાણે, સ્નેહસંદિગ્ધ કાળજાંના કકળાટથી જેનું રૂવાડું ય ન ફરકે અને સીતમચક્કીથી છૂંદાઇ જતા અન્તરના ઉકળાટની જરાય 'અરે' ન થાય, તે હિન્દુસમાજ, દાક્તર દિનબન્ધુનું, "ધર્મની બ્હેન" સમી સરોજ પ્રત્યેનું ઓથઆશ્વાસન સાંખી શક્યો નહિ. દિનબન્ધુ વ્યભિચારી ઠર્યો; વ્યભિચારી દાક્તરના દવાખાનામાંથી ઘરાકી છેક ઘટી ગઇ! દિનબન્ધુને ડબલ માર પડ્યો : અન્ધસમાજનું આળ અને કમાણીપર પાણી : છતાં એના હૃદયમાંથી ભગિનીભાવ તલપૂર ન:ઘટ્યો. સરોજરૂપ કરમાતી વેલને કરમાઇ જવા દેવી ન્હોતી–એને નવપલ્લવિત કરી, શુદ્ધ સેવિકારૂપે, સમાજ સમક્ષ ધરવાના દાક્તરને ઉંડા અભિલાષ હતા.

—પણ એ અભિલાષને સરોજે જ છેદી નાખવા જેવું કર્યું. પોતાના પવિત્ર 'ભાઇ' વિષે વિચિત્ર લોકાપવાદ સાંભળતાં જ તે સ્તબ્ધ થઇ–ત્યારથી જ તેણે છેડે ગાંઠ વાળી, કે આજથી દિનબન્ધુની બ્હાર મારે ન જોઇએ : હું જ મોઇ નઠારાં પગલાંની કે દેવ જેવા દિનબન્ધુને ખોટું આળ વેઠવું પડયું, વધારામાં વળી એની કમાણીપર કાપ મૂકાયો !

એક અન્ધારી રાતે, કીકીનાં પોપચાં મીંચાયા પછી, સરોજને ખાંસી ચડી. તે પથારીમાંથી ઉઠી. અડધા કલાક સુધી કળ ન વળી. ક્ષયનું દર્દ વધતું જતું લાગ્યું. જીર્ણ જ્વરે વધારે જોર કર્યું હતું. તે પથારીમાં બેસી રહી. બેઠાં બેઠાં એને કૈં કૈં તરંગ થયા. "બબ્બે લગ્ને" એ "કુંવારી" સરોજ, પરણેતરનાં જે સોનેરી સ્વપ્ન સેવતી, તે એની પાંપણને પડદે તરવરવા લાગ્યાં. એના હૈયાની જ્વાળા હોઠબહાર ભભૂકી ઉઠી : એના સુક્કા હોઠ ફફડયા : " 'પુનર્લગ્ન'ને નામે ભડકનાર ઓ હિન્દુસમાજ, લગ્નની સાચી કિંમત છે તને? ગુણ, સ્વભાવ, હૃદય ને પ્રેમઐકયે મનુ સાથે સમજણી વયે પરણી એ જ મારો અપરાધ? ખરાં અપરાધી કોણ? ખરાં લગ્ન કયાં? લગ્નોને નામે, સમાજમાં આજ શાની વેદીઓ રચાય છે? પરણનાર કેટલાં જોડાં પવિત્ર લગ્નદંપતી નીવડયાં છે? ભલા ભગવાન! કોઇ 'કારમી' રાજ્યસત્તા કદિ એમ જાહેર કરે, કે જે કોઇને પોતાનાં લગ્ન ફોક કરીને મનગમતાં પરણેતર નવેસર માંડવાં હોય, તેને તેમ કરવાની અમુક મિતિએ છૂટ છે, તો ભર્યા સમાજમાંથી ભાગ્યે કોઇ એવું ઘર નીકળે, જે આ તકનો લાભ લેવા ચૂકે! આજકાલનાં નવાણું ટકાનાં આ જાતનાં કજોડિયાં લગ્નોને મુકાબલે અમારી જીવનજોડ કેવી બ્હેતર ને સુન્દર હતી! છતાં તે વરવી લાગી ને સમાજ મારો વેરી થયો...!"

સરોજથી છુટ્ટે મ્હોંડે રોઇ પડાયું અને એ કરુણ આક્રન્દના કર્કશ અવાજથી, કીકી જાગી ગઇ. માતાને રોતી જોઇ કીકી પણ રોવા લાગી. સરોજનો સંસાર નધણીઆતો થયો, ત્યારથી એના જીવનનો વિસામો, એના સુખનું રહ્યુંસહ્યું સ્વપ્ન કે એના હૈયાની હુંફમાં હતી માત્ર કીકી. કીકીની ખાતર એણે દુમો સમાવ્યો. માથે બળ્યો જળ્યો હાથ ફેરવી, પંપાળી, થાબડી, કીકીને પાછી સુવાડી–એને ગોદમાં લઇ, સરોજ સુતી.

બીજે દિવસે દિનબન્ધુ દવા લઇને આવ્યો. સરોજની ઉંડી ઉતરી ગએલી આંખો એને વિકરાળ લાગી. તે બોલ્યો :—

"બ્હેન !"

સરોજને, એના દર્દે કે સમાજના સીતમે હવે ચીડીયણ બનાવી દીધી હોય તેમ તે બોલી :—

"ભાઇ, મારા એકનાએક પવિત્ર આધારસ્થંભ, તમે શું કામ આવ્યા ? ફરીથી આ બેનસીબને આંગણે ફરકો, તો તમને મારી કીકીના સોગન્દ."

દિનબન્ધુ બોલવા જતો હતો, તેને અટકાવીને સરોજે દિલનો ઉભરો ઠાલવી નાખ્યો : " મારે કશું નથી સાંભળવું. મારી ખાતર તમે વગોવાઓ, એવું જોવા જીવતી રહું, તે કરતાં મરી જવાનું વધારે પસન્દ કરીશ. દાકતરસાહેબ, આજસૂધી જે આ પામર જીવને તમે પોષ્યો છે, તે આશીર્વાદ વગર આપી શકે એવું એની પાસે બીજું કશું જ નથી. ભગવાન તમારૂં કલ્યાણ કરો. તમે જાઓ, મારે દવા હવે શિવનિર્માલ્ય છે. આ જીવ જીવે ત્હોય શું ને ખપી જાય ત્હોય શું ?

"અને કીકી ?" કીકીને જોઇ, દાક્તરથી બોલ્યા સિવાય ન રહેવાયું.

"કીકી ? કીકી એનું કિસ્મત લઇને જ અવતરી હશે ને ! એક કંગાલ–બેહાલ કુટુમ્બની ખાતર તમે લોકબત્રિસીએ ન ચડો. જાવ, જાણું છું કે કીકી તમને પેટની દીકરી કરતાં વ્હાલી છે; ને એના મેં સોગન્દ દીધા છે–નહિ માનો ?"

તે દિવસથી દાક્તરે સરોજ–બ્હેનનું બોરડું છોડયું. સરોજના ઓથ–આધારમાં, ઉપર આભ ને હેઠળ ધરતી જોતો દિનબન્ધુ, દ્રવતા દિલે. ભીની આંખે, સમાજને શાપતો અને ઇશ્વરના અસ્તિત્વ વિષે કે એની દયાળુતા વિષે શંકા કરતો દિનબન્ધુ ગયો.

—પણ ઘેર જઇને એને ચેન ન પડયું. પૂષ્કળ વિચાર કર્યા પછી, તેણે અન્નાસાહેબને પત્ર લખ્યો. અન્નાસાહેબને, વડોદરાના કિમતી કાગળ આગળ આવું રોતડ ફોતરૂં કેમ રૂચે ? ન જ રૂચ્યું

* * *

હજામો વાપરતા થયા છે, એવી નાનકડી હેન્ડબેગ સાથે, 'સાહેબ'ની સ્વારી, સમયસર સ્ટેશને ઉપડી. ગાડી ઉપડવાની વ્હીસલ વાગતાં જ પોતે વડોદરા જવા, ફર્સ્ટક્લાસની ટીકીટ કઢાવીને ઝાંપામાં દાખલ થયા; પણ જણાવવું જોઇએ, કે ગાડીમાં બેસવા જતા પહેલાં સ્ટોલ પરથી તાજું 'ટાઇમ્સ' લેવાનું ચૂકયા ન્હોતા. અન્નાસાહેબ ઇંગ્લિશ બારાખડીમાં નિષ્ણાત ન ગણાય, છતાં 'સાહેબ' થયા પછી એમને એવો શોખ વળગેલો, કે બહારગામ જાય ત્યારે હરકોઇ ઇંગ્લિશ છાપું –અને ત્યાં સુધી ટાઇમ્સ–ખરીદ્યા વગર એમના જીવને જંપ જ ન વળે.

બેઠક લીધી અને ગાડી ઉપડી. 'સાહેબે' ટાઇમ્સનાં પાનાં

મ્હોળાં કરી અન્દર આંખો ફેરવવા માંડી; પણ નજર 'ટાઇમ્સ'માં અને મગજ વડોદરે.

ગાડીના પ્રત્યેક ખટકે સાહેબના હૃદયના ધબકારા વધતા હતા. તેમનું મગજ વડોદરાનો કાર્યક્રમ ગોઠવવા ખાતે ખર્ચાઇ જતું હતુંઃ "સ્ટેશનપર કંપનીવાળાએ ટેક્સી મોકલી હશે; કદાચ મેનેજર કે માલિક જ તેડવા આવશેઃ કંપનીનું કામ પત્યા પછી, વડોદરાના अ સાક્ષરને મળવું; क સાક્ષર સાથે આધુનિક નાટકો વિષે ચર્ચાઃ ત્યાંની સાહિત્યસભા પોતાના ભાષણનો લાભ લેવા ઇચ્છતી હોય તો ભલે એટલા ઉદાર થવુંઃ વડોદરાના પ્રો. માણેકરાવના અખાડાની, કન્યા ગુરુકુળની વગેરે કેટલીક સાર્વજનિક સંસ્થાઓની મુલાકાત અને સખાવતઃ..."

'સાહેબે' લખેલા નાટકનું નામ હતું "સમાજનાં બન્ધન." એ પોલાદી બન્ધનવડે–ખાસ કરીને–સુન્દર ને શકિતસંપન્ન વિધવાજીવન કેવું નિર્બળ કે નિઃસત્વ બની જાય છે એ બતાવવા સારૂ 'સાહેબે' બુદ્ધિને ખૂબ કસી હતી; પણ એ તો 'પીટકલાસ' 'આફ્રિન' પોકારે તે ખાતર. સંભવ છે, કે પ્રસ્તુત દશ્ય જોઇને પ્રેક્ષકવર્ગનું હૈયું ભરાઇ આવે અને એને સત્તા મળે તો કદાચ સીતમગાર સમાજને ફાંસી દેવા પણ તે તત્પર થાયઃ તથાપિ એ બધો તો નાટકનો Show! નાટકનો લખનાર જો સહૃદયી હોય, અને તે એવી અસરો ઝીલતો રહે, તો એનું હૈયું ભાગી ન જાય! પછી એનાથી કશું લખાય જ કેમ? નાટક લખવું એ એક વાત, એને જીવનમાં ઉતારવું એ જુદી વાત છે. દેવમૂર્તિને વાઘા સજવા, અવનવા ભોગ ધરાવવા, એ બધો વિધિ, દેવના સેવકને મન સામાન્ય અથવા યંત્રવત્ જ જોવાય છે ને? અલબત, દર્શનવાંચ્છુ ભાવિકોના ભાવનો પ્રશ્ન નિરાળો છેઃ અન્નાસાહેબ, આમ યંત્રવત્ લખતા

અને પ્રેક્ષકવર્ગમાં કેમ વાહવાહ પોકારાય એ દૃષ્ટિબિન્દુ ધ્યાનમાં રાખતા.

ઠેઠ આણુન્દ આવતા સુધી નાટ્યપ્રયોગની સફળતાના અને વડોદરાની વિધવિધ મુલાકાત–સખાવતના વિચારોમાં જ અન્નાસાહેબ તદાકાર હતા. આણુન્દ સ્ટેશને ગાડી અટકી અને તેમની તરંગમાળા તૂટી. અહીં ગાડીઓ બદલાતી. સરિતાઓના સંગમસ્થાન પેઠે, ગોધરા, ખંભાત, વડોદરા ને અમદાવાદ–એમ ચાર ગાડીઓનું સંગમસ્થાન, તે આણુન્દ. સાહેબ આણુન્દ સ્ટેશને જરાક ઉતર્યા અને ખંભાતની ગાડી આવીને ખડી રહી. અન્નાસાહેબ પોતાના ડબામાંથી હેઠળ ઉતરી અમથી નજર ફેરવતા હતા, ત્યાં સામેથી જ એમને ખંભાતના એક ઉતારૂનો અણચિન્ત્યો ભેટો થઇ ગયો :

'કોણ મિ. અનુપરાય ?!' પ્રશ્ન સાથે, પૂછનારને આશ્ચર્યની લાગણી ઉદ્‌ભવી.

'અને તમે ? અહીં! દાક્તર !' વિજળીનો આંચકો લાગતાં થંભી જવાય એમ અન્નાસાહેબ એકાએક થંભી ગયા.

'હા; ખંભાત ગયો હતો. ઠીક થયું કે આપણે અહીં જ મળી ગયા. ચાલો, ઉમરેઠની ગાડી તૈયાર છે.' કહીને દાક્તર દિનબન્ધુએ અન્નાસાહેબના હાથમાં હાથ મેળવી, ઉમરેઠવાળી ગાડીના પ્લેટફોર્મ ભણી ચાલવા માંડયું. એ વખતે 'સાહેબ'ની સ્થિતિ જોવા જેવી થઇ ગઈ હતીઃ કયાં વડોદરા ને કયાં ઉમરેઠ!

'ધારતો જ હતો, કે પત્ર વાચીને તમે આવ્યા સિવાય નહિ રહો. સરોજ બાપડી મરવા પડી છે ને એની કીકી! દેખીને દુશ્મનનેય વ્હાલ ઉપજે!'

દિનબન્ધુએ ચાલતાં ચાલતાં વાત ચલાવી અને હીમથી હીમાયલા કમળ પેઠે, 'સાહેબ'નું વદનકમળ વીલું પડી ગયું. એમની આંખોમાં ચમકતું વડોદરાની રિહિયર્સલનું સ્વપ્ન-પંખેરૂં ઉડી જવા પાંખો ફફડાવી રહ્યું હોય, એમ તેમને લાગવા માંડયું.

દિનબન્ધુએ વાત આગળ ચલાવી: 'અત્યારથી જ નિરાશ થશો તો સરોજને અને એની સોજીલી કીકીને ધીરજ કેમ આપી શકશો? હોય; મર્દ થઇને આમ લેવાઇ શું જાઓ છો! ચાલો, જઇને ગાડીમાં બેસો તમે, હું ચ્હાવાળાને બોલાવું છું.'

'દાક્તર', અન્નાસાહેબે એનો હાથ પકડીને કહ્યું: 'ચ્હા તો ઠીક, પણ મારે એક બીજી વાત કહેવાની છે.' દાક્તર વાત સાંભળવા ઊભો રહ્યો; અન્નાસાહેબે વાત કહી નાખી: તારો કાગળ વાચીને એવો ગભરાઇ ગયો, કે ગભરામણમાં ને ગભરામણમાં ગાડી પણ ચૂકી જાત : આખરે ઉપડતી ગાડીએ ચઢી બેઠો, પણ ટીકીટ કરાવવા જેટલો વખત...'

'ફીકર નહિ. લેતો આવું છું.' કહીને દિનબન્ધુ ઉપડયો. જઇને તેણે ઉમરેઠની ટીકીટ કઢાવી. ચ્હાવાળો આવ્યો. બન્નેએ ચ્હા પીધો. પાન આવ્યું. અન્નાસાહેબની ડબ્બીમાંની ચીરૂટ ફૂંકાઇ અને, વડોદરાને બદલે, અન્નાસાહેબને લઇને ઉમરેઠની ગાડી ઉપડી.

એ જ ડબ્બામાં બેઠેલો કલાપીનો કોઇ લ્હેરીલાલ લલકારતો હતો:-

"ન તું ઈચ્છે તેવું, કુદરત નકી કાર્ય કરશે,
"ન તું ચાહે તોયે, કુદરત તને તો ઘસડશે :"

આણંદથી ઉમરેઠ પહોંચતા સુધીમાં બહુ મહત્વની વાતો

ન્હોતી થઇ. અન્નાસાહેબનો એક જ પ્રશ્ન નોંધવાયોગ્ય ખરો. તેમણે પૂછેલું: "ઉમરેઠથી વડોદરે જવાની ગાડી ક્યારે મળે ?"

"સાંજના સાતે; વડોદરે અગિયાર વાગે પહોંચાય. તાકીદનું કામ છે ?"

"કાંઇ નહિ; બનશે તો જવા ધારૂં છું." સાહેબે મન મારીને કહ્યું.

"સરોજની સ્થિતિ જોયા પછી નક્કી કરાશે. શી ઉતાવળ છે!" દિનબન્ધુનો બોલેબોલ 'સાહેબ'ને વજ્ર જેવો લાગતો: પણ કોણ જાણે કેમ, એમનું મ્હોં બીડાઇ ગયું હતું !

***

**સરોજને** મળવાની, 'સાહેબ'ને તીવ્ર ઇંતેજારી હોય, એમ દિનબન્ધુ કલ્પી શકે એ સ્વાભાવિક હતું. એટલે ઉમરેઠ સ્ટેશનેથી ઉતરીને બન્ને સિદ્ધા સરોજને ત્યાં ગયા.

સરોજ પથારીમાં સૂતી હતી, અને કીકી એની પડખે બેઠી બેઠી, સરોજને માથે બરફ ઘસતી'તી. કીકીની કાળી ચળકતી આંખો, મન્દ લહરીમાં રમતી અલક લટો, નિર્દોષ બાલ્યાવસ્થાના સુરેખ ભાવમાં તરતી વિષાદપૂર્ણ છાયા : એ જોઇને અન્નાસાહેબની નજર આગળ નવીનતર રિહિયર્સલ શરૂ થવા માંડી. પોતાને કેવા સંજોગોમાં દાક્તરે અહીં તેડાવ્યો છે એની કાંઇક અસર 'સાહેબ'ના જડ હ્રદયને થતી જણાઇ. દાક્તર સાથે અન્નાસાહેબને આવતા જોઇ, કીકી કિલકિલાટ કરતી ટહૂકી :

"બા, દાક્તરસાહેબ કાકાને તેડી લાવ્યા! ઉઠ, જો તો ખરી ! મને કેવા વ્હાલા લાગે છે ! કાકા, મારે સારૂ શું લેતા આવ્યા ?" કહીને કીકી, કાકાને વહાલભર્યા નાજુક હાથે

વળગી પડી. હિનબન્ધુ દર્દીની પથારી પાસે ગયો. અન્નાસાહેબે કીકીને માથે શુષ્ક વિવેકનો હાથ ફેરવ્યો. સરોજ પથારીમાંથી ઉઠી અને તકીએ અઢેલીને બેઠી. તેણે અન્નાસાહેબ સામે, આશાના ઝાંખા ઉજેશભરી મીટ નાખી.

“ મટી જશે, હો.” અન્નાસાહેબના મુખમાંથી લુખ્ખું આશ્વાસન નીકળ્યું. આ તરફ કીકી, ‘સાહેબ’ની બેગ ઉઘાડવા ક્યારની મથતી હતી; પણ એ ગભરૂ બાળકે ચાંપ વાળી બેગ ક્યારે ઉઘાડી હોય ! વડોદરે જતાં, રસ્તામાં નાસ્તા માટે થોડોક લીલો મેવો, ‘સાહેબે’ સાથે રાખેલો તે તેમને યાદ આવ્યો. તેમણે બેગ ખોલતાં ખોલતાં દાક્તરને કહ્યું : “ મેવો લેતો આવ્યો છું ; એમાંથી જે આપી શકાતો હોય તે દર્દીને આપો : બીજો કીકીને ચાલશે.”

ઉત્તરમાં દાક્તરે સરોજ સામે જોયું.

સરોજનું હૈયું ભરાઇ આવ્યું. વર્ષો પછી આજ તેણે જેઠના મુખમાં મીઠાશ ને આંખમાં અમી જોઇ ! રેતીના વેરાન રણમાં અમૃતની લીલી વલ્લરી જોતાં ભૂલા પડેલા મુસાફરના મનને શો અનુભવ થાય ? સરોજ એવા અનનુભૂત અનુભવે જેઠની ઓશિંગણ બની. ભોળી સરોજ ! સંજોગે ભરાઇ પડેલો જેઠ લુખ્ખો વિવેક દાખવે છે એમ તે શાની સમજે ! સરોજે કુંઠિત થતા કંઠે કહ્યું :

“ મેવો કીકી ખાશે; અને મુરબ્બી, કીકી આપની કોટે; હું તો હવે ઘડી-બેઘડીની મે’માન છું. ” સરોજની આંખો આંસુભીની થઇ, ને દુ:ખના ઘેને એનાં પોપચાં મીંચાયાં.

“ અમથી અકળાય છે ! ” અન્નાસાહેબે દિલાસો દેવા માંડયો : “ હિનબન્ધુ જેવા દાક્તરની દેખરેખ છે; પછી ફીકર શી છે ? મટી જશે.”

—અને 'માથે જેઠ જેવો જેઠ બેઠો છે' એમ 'સાહેબ'થી ન કહેવાયું! વાત ચાલતી હતી, ને મોસમ્બી ચૂસીને કીકી પાછી ઘરમાં આવી. આવતેકને વ્હાલસોયા ઉમળકે કાકાને ગળે વળગી પડી, ને બોલી :

' મોસમ્બી તો એવી મિઠ્ઠી—એવી મિઠ્ઠી! કાકા, તમે ય મારી બા જેવા મિઠ્ઠા છો ને? મૂકીને જતા નહિ રહો ને? જવા જ ન દઉંને!'

કીકી, કાકાની ગુચ્છીના વાળ સાથે ગેલ કરવા લાગી; પણ અન્નાસાહેબ! જેની વડોદરાની 'એપોઇન્ટમેન્ટ' ધૂળધાણી થઇ ગઇ હતી—જેને લીધે થઇ હતી, તે વાત પાછી સાંભરી આવી. 'સાહેબ'ના મગજનો તુમાખી કીડો સળીવળી ઉઠયો. નવા નાટયપ્રયોગની રિહિયર્સલ અને નાણાં: બન્ને આંખે એ બે જ વસ્તુ રમવા લાગી. 'સાહેબ' પાછો શયતાન બન્યો, તેણે, છાતીએ વળગેલી કીકીને એક જ તરછોડે છૂટી કરી. એના રો'મેરો'મમાં ક્રોધના તણખા તતડવા લાગ્યા. એની આંખોમાં લ્હાયની રાતી છાંટ છંટાઇ ગઇ. કાકાને એકાએક આવા દૈત્યના દેદારમાં દેખતાં જ કીકી થથરી ગઇ, એનું મ્હોં ડસયાવિયા થઇ ગયું. ઝેરી દવાના સ્પર્શમાત્રથી ગુલાબની કળી કેવી ચીમળાઇ જાય છે! કીકી એમ લેવાઇ ગઇ અને એની આંખમાંથી અશ્રુનાં બે બિન્દુ ખરી, તેના મુલાયમ ગાલપર પડયાં. એ બધું એવી ક્ષણે બની ગયું કે સરોજની સ્થિતિના જ વિચારમાં નિમગ્ન બનેલી દાક્તરની આંખોને કાંઇ માલમ ન પડયું.

—અને કીકીનાં એ માત્ર બે જ—અશ્રુબિન્દુ હતાં. તેજાબનું ટપકું નહતું, કે કુન્દનના કાટ—કચરાને ધોઈ નાખવા જેટલાં તે જલદ હોય. કોઇ સન્તજનની માયાળુ મિટ નહતી, કે પ્રાણીનો પ્રાણ પાવન થઇ જાય અમૃતનો એ છાંટો નહતો કે અવતાર

પુનર્જીવન પામે. છતાં, કીકીનાં એ અશ્રુબિન્દુએ એને ભીંજવ્યો–નહિ, નરાતાર ન્હવાડી નાખ્યો. અનુપરાયનું મગજ, જાદુઇ વિદ્યાની અસર પેઠે સ્વસ્થ થઇ 'શુદ્ધિ'માં આવ્યું. દીવો દીવાને પ્રકટાવે તેમ, કીકીનાં એ અશ્રુબિન્દુએ કાકાની આંખમાં અશ્રુ આણ્યાં. એમના હોઠ ધ્રૂજ્યા; હૃદયમાંથી વત્સલતાનો શુદ્ધ શિલાજિત ઝરવા લાગ્યો. તે વડોદરા ભૂલ્યા, નાટક ભૂલ્યા, ભોજાઇ પ્રત્યેની અવગણના ભૂલ્યા : અંતરના નૈસર્ગિક ને નિર્મળ ઉમળકાથી, વીલાતી ફૂલકળી જેવી કીકીને અંકમાં લીધી અને મીઠા એક ચુમ્બન સાથે તેમણે કહ્યું :

'બેટા, મારી આંખની કીકી : તું તો મારા કુળનો દીવો.'

—અને એ જ અવસરે, ઉમરેઠના સન્તરામમન્દિરમાં અમૃતપ્રહરનાં ચોઘડિયાં બજ્યાં. અનુપરાયના હૃદયપલટાવાળો એ દિવસ માણેકઠારીનો હતો; અને સ્વાતિનક્ષત્ર હતું. કાકાએ, વત્સલતાના વર્ષતા ભાવથી, કીકીને ગોદમાં લીધી, તે જ વખતે, સ્વાતિનક્ષત્રના શુભ ચોઘડિયે, ઝરમરિયો વર્ષાદ છંટાતો હતો; રત્નાકરમાંની ખુલ્લી છીપોમાં મુક્તાફળ ફળતાં હશે કે નહિ, તેની ખબર નથી, પરંતુ અશ્રુપારખુ દાક્તર, સ્વાતિનક્ષત્રનાં પેલાં જળબિન્દુ કરતાં, કીકીનાં એ અશ્રુબિન્દુની કિંમત અણમૂલ આંકતો.

❧

મ કા ન તો બે મજલાનું; પણ ભવ્ય ને મનોહર બાંધણીનું હતું. એને મોભારિયે ઘુવડ બેઠો'તો અને 'ઘુ...ઘુ...ઘૂ' એવા અપશુકનીઆળ શબ્દો બોલતો હતો. તે સાંભળીને એક અન્ધારી રાતે, આકાશપડદે ટંકાયલા અસંખ્ય તારકગણ ઘુવડને હસી રહ્યા'તા અને તગતગતા એ તારકગણપર મ્હોંડે બુકાની બાંધેલો એક ચોર, પોતાની કાતિલ કીકીનાં વેધક શર છોડી રહ્યો હતો; કેમકે ઘુવડની પેઠ ચોરોને પણ અજવાળા સાથે આદવેર હોય છે.

રાત બિહામણી લાગતી, અને સૂની દિશાઓ જાણે ખાવા ધાતી! જનતા જંપે છે, ત્યારે યોગીજનો જ જાગ્રત હોય છે એમ કોણે કહ્યું? એ સૂત્રને જુઠું પાડનાર એક ચોર તો અહીં જ હાજરાહજુર હતો! તેણે, બત્તીમાંથી ચૂસીચૂસીને ગ્યાસતેલ ખેંચતા મ્યુનિસિપાલિટીના સાવ ઝાંખા બળતા દીવાથી એક આંખે જોયું, કે જે મકાનપર પોતે ચોટ લગાવવાનો હતો, તેની ઝરૂખાવાળી બ્હારી અર્ધ ખુલ્લી હતી. દૈવ સાનુકૂળ લાગ્યો. ચોરના પગમાં જોર આવ્યું. ધરતી જરા ય દબાય નહિ, એટલાં પોચાં પગલે ચોર જરા આગળ વધ્યો. ઝરૂખાની અડોઅડ—મકાનના પડતા ખૂણે, ચોકડીનું પાણી કહાડવા માટે ચીનાઇ નળ જોયો. ચોર હવે ટટાર થયો. આસપાસ નજર નાખી લીધી; નિર્ભય જણાયો. ગજવું દબાવી જોયું; ખાતરી થઇ. કચ્છ ભીડયો અને આ એકાક્ષી સુરદાસ (!) કોઈ ચીના જેવા જ લુચ્ચા પેલા ચીનાઇ નળના અઠીંગણે સડસડાટ મકાનને ઝરૂખે પહોંચી ગયો.

કીડી સંચરતી હોય એવી ચાલે બહુ સંભાળપૂર્વક—જરાપણ ખડખડાટ ન થાય તેમ—ચોર બારીમાં થઇ દિવાનખાનામાં દાખલ થયો. ત્યાં એને રોકનાર કે ટોકનાર કોઇ નહતું. હવે એક પણ ક્ષણ ગુમાવવી એ તેને વાસ્તે ખોટનો જ નહિ, પણ જોખમ વહોરવાનો સોદો કરવા જેવું હતું. ભગવાન જાણે કેટલાય દિવસના કડાકાથી તેનું પેટ છેક બેસી ગયું હતું, છતાં આજ ઘણે દિવસે મનની મુરાદ બર આવશે એવી અટકળથી સહસા જ એનાથી ફિક્કું હસી જવાયું. તેની દૃષ્ટિ દક્ષિણ દિશામાં ગોઠવાયલી તીજોરીપર પડી. અન્દર પૂરાઇ રહીને ગુલામી દશા સેવતી લક્ષ્મી, પોતાને બહાર કહાડવા સારૂ લલચાવી રહી હોય એમ ચોરને ક્ષણેક લાગ્યું; પણ તે ચળ્યો નહિ. એ લક્ષ્મીને ખાતર નહિ, પણ લક્ષ્મીના ગુલામને ખાતર આજ ભયંકર સાહસ ખેડતો જણાયો. ઘરના માલિકને શોધતો તે આગળ વધ્યો. પણ એટલામાં જ ચોક-ડીમાં મૂકેલી ડોલ તેની અડફટમાં આવવાથી થએલો ખડખડાટ સાંભળીને બીજા ખંડમાંથી કોઇ આવતું હોય તેવો પગરવ તેણે સાંભળ્યો. ચોર સાવધ થયો અને આવનારનો સામનો કરવા તૈયાર પણ થયો. ગજવામાં હાથ નાખી રિવોલ્વરને બહાર કાઢી—ન કાઢીને સામેથી એક તરૂણ સ્ત્રીને તેણે આવતી દીઠી. તરત જ પ્હાર કરવાનો ભય સૂચવતો રિવોલ્વરવાળો હાથ આવનાર સ્ત્રી સામે લંબાવ્યો અને સત્તાભર્યા અવાજે—છતાં ધીમેથી બોલ્યો: ' ત્યાં જ થોભ, નહિ તો મોત...'

પણ સ્ત્રી અબળા નહતી—સબળા હતી; છતાંય સ્ત્રીહૃદય કોમળ તે કોમળ: એની છાતીના ધબકારા લગીર વધ્યા; તથાપિ ગભરાટનો અંશમાત્ર બતાવ્યા સિવાય તે બોલી:



"બીજા ખંડમાંથી કોઈ આવતું હોય, એવો પગરવ તેણે સાંભળ્યો."
('ગુણસુન્દરી'ના બન્ધુકૃત્યમાં) [ પૃષ્ઠ ૬૮ ]

'વાહ! એ બળ તે તારૂં, કે હાથમાંની રિવોલ્વરનું! જુએ છે કે મારા હાથ ખાલી છે: હું તને શું કરી શકવાની હતી?'

'તો મને સહિસલામત નીકળી જવા દે.'

'જઇ શકે છે.'

'અને પછવાડે પોલિસને દોડાવશો, કેમ?'

'કેદી કરવાથી માણસ સુધરી શકે છે, એમ હું માનતી જ નથી.'

ક્ષણેક બન્ને અવાક્ રહ્યાં અને શાંતિ પ્રસરી. પછી તે ભલી સ્ત્રીએ કહ્યું: 'પૂછું? સાચું કહીશ?'

'શું પૂછવું છે?'

'તને આવું કેમ સૂઝયું?

ચોરે પેટ તરફ આંગળી કરી.

'ખબર છે? તું મૃત્યુ સાથે ખેલ ખેલે છે?'

'તે સિવાય છૂટકો જ નથી.' ચોરનો અવાજ જરા કરુણ થતો જણાયો.

'પેટિયું નીકળે એવો સારો ધંધો જ ન જડયો?'

'હશે કદાચ.' ચોર વધારે નરમ પડતો લાગ્યો.

'મને લાગે છે, તું જનમનો ચોર નથી. કોણ જાણે કેમ, મને તારા પ્રત્યે તીરસ્કારને બદલે દયા ઉત્પન્ન થાય છે. બનશે તો હું તને કાંઇક રાહત આપીશ. જાતનો કોણ છે ને મૃત્યુને હાથમાં લઇને કેમ રઝળે છે તે કહીશ?'

સ્ત્રીને કેવાય ભાવે ચોર જોઈ રહ્યો.

'ઠીક છે, એ તો કહે; કેટલા વખતથી આ ધંધો ન્હોર્યો છે?'

‘ આજથી જ.’ ચોરે આવેશભર્યો ઉત્તર વાળ્યો.

‘ એમ ?’

‘ હા. ’

સ્ત્રી ક્ષણેક વિચારમાં પડી; પછી પૂછ્યું:

‘ વારૂ, શાથી ? વાત તો કર. ’

‘ એ વાતો બહુ લાંબી છે, અને આ તે કંઇ વાતો કરવાનો વખત છે ?’ ચોરે ભય અને શંકાની નજરે જોતાં કહ્યું.

‘ બીક લાગે છે ? ફસાવવાની રમત રમું છું એવું નહિ માનતો. ભરૂંસો રાખ. વચન આપું છું કે તું નિર્ભય છે.’

‘ ભરૂંસો !’ ચોર નાસ્તિક ભાવથી હસ્યો: ‘ ભરૂંસે જ કુટાયો છું, બાઇ ! આ જીંદગીમાં હવે ભરૂંસા જોડે મેળ ના મળે. અને ખરૂં કહું ? આ ધંધો જ એવો છે કે તેની સાથે ભરૂંસાને કે ભગવાનને ઝાઝી સગાઈ હોતી નથી.’

‘ એમ માને તો એમ; તો પછી, હું છેતરૂં છું એમ જ લાગે તો તારી પાસે રિવોલ્વર ક્યાં નથી ?’ ચોરને સ્ત્રીના શબ્દો ઠીક લાગ્યા હોય એમ જણાયું. તે મીઠાશથી બોલી: ‘ માટે નિરાંતે મને કહે, તું આ ધંધે કેમ વળગ્યો ?’

‘ તે જાણવાથી શો લાભ છે ?’

‘ નુકસાન પણ શું છે ?’

‘ ઠીક ત્યારે સાંભળો; ધંધા વગર...’

‘ ધંધો ? જગત્માં ધંધાનો તોટો છે ? ’

‘ હા, મારે માટે. ’

ચોરને નિઃશ્વાસ નાંખતો જોઇ સ્ત્રીએ પ્રશ્નને પલટાવ્યો; ' એકલો છે ? '

' પરણ્યો હતો. '

' હતો એમ કેમ ? '

' બૈરી હવે મરી ગઇ છે. '

' વસ્તાર ખરો કે ? '

' બે છોકરાં હતાં...તે પણ ગયાં...' તમે ચમકો છો ? બાઇ, મારૂં ભાગવત કોઈ મઝાની વાત નથી; એ તો એક પામર જીવની દર્દકથા છે. '

' હું તે રજેરજ સાંભળીશ '

' સાંભળો ત્યારે, ' ચોરે હવે કઢાપો કહાડવા માંડયો : 'એક આવા આદમીને ય સાંભળનાર તમે છો, તેથી મારી વૃત્તિઓ બદલાઇ જાય છે; બાઇ, સાંભળવું જ છે, તો લ્યો કહું : આજથી એકાદ વર્ષ પર અહીંની એક મિલનો કામદાર હતો; શેઠને સખત મજુરી આપતો. મળસ્કે ઉઠીને મિલમાં જાઉં, તે સાંજ પડયે ઘરભેગો થાઉં : અવતાર એમ નભ્યે જતો.

' કઇ મીલમાં હતો ? '

ચોરે મિલનું નામ કહ્યું. સાંભળીને સ્ત્રીની આંખો ચમકી: તે વિચારમાં પડી. સ્થિતિ સમજતો ચોર બોલતો થંભ્યો.

' વારૂં, પછી ? ' સ્ત્રીએ સ્વસ્થ થતાં પૂછ્યું.

' મિલનું વૈતરૂં ! એ કાંઇ બાળખેલ છે ? જોષીઓનાં ટીપણાંમાંથી શોધ્યાય ન જડે એટલા અકસ્માતો ત્યાં થયા જ કરે ! અપંગ પણ થવાય અને અપંગ થવાથી જીવતરની

બાનાખરાબી થવાના દાખલા પણ બને. કેટલાક તો તમારા માન્યામાં જ ન આવે; પણ તે ખરેખાત ખરા જ હોય છે. બાઇ, તમને શું કહું ? મિલના એક કામદારની આંગળી કારખાનામાં આવી જવાથી તે મરતા સુધી બેકાર બની રહ્યો. પણ મિલના માલિકો ! એ મોટી ફાંદવાળાનાં નામ પણ ના લેવાય તો સારું : દેખીતા દેવ જેવા, પણ દિલના જાણે દૈત્ય ! '

' એટલા નિર્દય હોય છે ! ' સ્ત્રીહ્રદયને આઘાત થયો.

'તમે કારખાનાનાં માલિક નહિ, એટલે શું જાણો ? તેમનાં દિલ તો એવાં રીઢાં હોય છે, કે નિર્દયતાનું નામમાત્ર ભૂલી જાય છે. ત્રાસ ને જુલમના ઘા ખમીખમીને આ રાંક જીવની ખાલ પણ બ્હેરી ઠુંઠ બની ગઇ છે.'

' તારે ય વેઠવું પડેલું, એમ ? '

'આંખે આ પાટો જોયો ? મિલની લુહારકોડમાં કામ કરતો. અંગારની ભઠ્ઠીમાં તપીને લાલચોળ થએલા લોઢાના પાટાને બહાર કાઢી તેને ટીપવા જતાં એક કકડો ઉડીને આંખે એવો ચોંટયો કે માંસનો લોચો લઇને જ તે વછૂટયો. એ બધું તો બે દિવસ પછી જ્યારે ભાનમાં આવ્યો ત્યારે જ મેં જાણ્યું. ત્યારે તો હું દવાખાનાને બિછાને પડયો હતો; અરે બાઇ, મને મારી આંખની પડી હતી ને હું કયારે ભાનમાં આવું તેની રાહ જોતો કોઇ વકીલ મારી આગળ હાથમાં કલમ ને કાગળ લઇને ખડો રહ્યો હતો ! કાળો કોટ, કાળું પાટલુન, માથે સાહેબલોક પહેરે છે એવી—છાબડા જેવી—ટોપી; વકીલ કેવોય કાળમુખો લાગતો.

' વકીલ ? ' સ્ત્રીનાં આશ્ચર્ય અને ઉત્કંઠા વધ્યાં.

' હા, વકીલ...મિલનો ભાડુતી આદમી. તે કાગળમાં કેવાં

ય બીલાડાં ચીતરી લાવેલો. મારે તેની તળે મતુ મારી આપવાનું હતું. આંખે અંધારાં આવતા. હું એમાંનું કંઇ જ વાચી શકું તેમ નહતું. એ તો વાચી સંભળાવે જ શાનો ? દુઃખે હું પીડાતો હતો. તેની સાથે વાત કરવા જેટલીય તાકાત નહિ. તેણે કહ્યું ત્યાં મેં મારી સહી કરી આપી ને તે ચાલ્યો ગયો.'

'પછી ?'

'પછી જ હું વ્હેમાયો કે કાગળમાં તે ભળતી બાબતો લખી લાવ્યો હતો. કેમકે દવાખાનાનાં બીલ મારે જ માથે પડયાં, ગેરહાજર રહ્યો, એટલા દા'ડાનો પગાર પણ હવામાં ! જીંદગીના રતન જેવી એક આંખ ખોઇ એ નફામાં.'

સ્ત્રી સ્તબ્ધતાથી સાંભળી રહી હતી.

'હજુ તો હરીફરી શકું એવોય ન્હોતો થયો ને નોકરીએ ગયો; એક આંખનો નોકર મિલને ના ખપ્યો. ખડતૂસ મળ્યું. ઘરભાડું કેટલાય મહિનાનું ચઢયું હશે, કયાંથી લાવીને આપું ? ધણીનો કોઇ ધણી છે ? ઘર ખાલી કરાવ્યું. જઇને કંઇ રહીએ ? સુસવતો શિયાળો; બૈરીને શરદી લાગુ પડી; તેમાંથી ન્યુમોનીઆ થયો અને તે જીવ લઇને જ ગયો. આટલું મરનારી માટે.' ચોરે જરાવાર થંભીને અધૂરી વાત આગળ ચલાવી. તે સાંભળતાં સ્ત્રી એવી થઇ ગઇ હતી કે સ્થિર જાણે પારસપ્રતિમા !

'વખત કટોકટીનો આવ્યો. દવાખાને પડયો હતો ત્યારે વકીલે તો મને ગળા સુધી ભરૂસો રાખવા કહેલું કે સાજો થયા પછી શેઠ મારફત સારી નોકરીએ ચઢાવીશ; પણ લોક કહે છે તેમ વકીલ અને વેશ્યાનો તે વિશ્વાસ ! પછી જ મારી આંખ ઉઘડી, કે એ છેતરપીંડી તો પેલા કાગળમાં મારી સહી લેવા પૂરતી જ હતી.'

'તું વકીલને ફરીથી મળવા ગએલો ?'

'ગએલો, પણ ઓફિસમાં પેસવા જ ન દીધો–જમાદારનો ધપ્પો ખાઇને પાછો આવ્યો.'

'પછી ? સ્ત્રીની આંખમાં આવેશ અને હૃદયમાં દીનતા ઉભરાવા લાગ્યાં.

'પછી મેં કામ માટે ફાંફાં માર્યાં. નજર આગળ નમાયાં બે બાળક ટળવળતાં હતાં અને એક ભગવાન જાણે છે કે મને તેમનાપર કેટલું વ્હાલ હતું. પણ છોકરીનો બાંધો છેક જ નબળો–તમે ગરીબ હોત તો સમજાત કે જોઇતા ખોરાક વગર શી વલે થાય છે. છોકરી છેવટ મરી ગઇ ને હું ને છોકરો, એમ બે જણ રહ્યાં.

'કામનાં વલખાં મારતો ગલીએ ગલીએ ધૂમતો: પણ પૂરું પેટિયુંય નીકળતું નહિ. હું તે છોકરાની ચિન્તા કરીને બેસી રહું કે રોજી મેળવવા મથું ? છોકરો કેવો ફૂટડો ! એના વિખરાયલા વાળનાં ઝૂલફાં ને એનો બેવડીઓ બાંધો હજુય આંખ આગળથી ખસતાં નથી; પણ તે ગરીબ ઘેર જન્મ્યો હતો—

'એને શું થયું ?'

'મોટરની અડફટમાં આવ્યો !' સાંભળીને સ્ત્રીને અંગે કંપારી છૂટી.

'છાતીપર મોટરનું પૈડું ફરીવળ્યું, એ ખબર તો વેતરૂં કૂટીને રાતે ઘેર ગયો ત્યારે જ મેં સાંભળી. મને શું થયું હશે ? બાઇ, ખબર કહેનારે એના છુંદાઇ ગયલા દેહનું કરેલું વર્ણન જ શ્વાસ રૂંધી નાખે એવું હતું. ફાટી ગએલી આંખો, માંસના બહાર નીકળી ગયલા લોચા, દદડતા લોહીવાળો દેદાર !'

'બન્ધ કર ! દુઃખી પુરુષ, મારાથી વધારે નહિ સાંભળી શકાય.' સ્ત્રીને કમકમાં આવતાં હતાં.

'મેં ન્હોતું કહ્યું કે તમને મઝા નથી પડવાની ! આ તો મેં વાત જ કહી છે; પણ નજરોનજર આવા બનાવો જોતાં હો, તો ખાવાનું ય ન ભાવે. પછી તે દિવસનો રોજી માટે રખડતો, પણ હવે મને જીવવાની ઝાઝી દરકાર નથી. હા, દરકાર છે એ વકીલની. એની છેલ્લી મુલાકાતે આવ્યો છું–એનું જ આ ઘરને ?'

સ્ત્રીએ ચોરની રાતી આંખોમાં કાળ જોયો; છતાં તે ઠંડા શ્વાસે બોલીઃ

'હા; મરણીઆ જીવ, તું વકીલના જ ઘરમાં છે...'

'તે ઘરમાં નથી ?' ચોરે રિવોલ્વરથી સજ્જ થતાં પૂછ્યું. અને સ્ત્રી તરફથી ઉત્તર મળે તે પહેલાં, નાટકમાંથી પાછો ફરેલો એ જ વકીલ, જેણે છેવટના શબ્દો બરાબર સાંભળ્યા હતા, તે તમંચા સાથે ત્યાં ઉઘાડો પડયો. તેણે ગુસ્સાવેશમાં ધમકીભર્યા અવાજે કહ્યું:–

'આ રહ્યો, શું કહેવા માગે છે તું ?'

ચોર પણ તેને માટે તૈયાર જ હતો. તે સિંહ પેઠે ઉછળ્યો ને પોતાની રિવોલ્વરનો ઘોડો દબાવવા જતો હતો, ત્યાં વકીલની પત્ની–એ ભલી બાઇ–વચમાં પડી. તેણે વકીલનો તમંચાવાળો હાથ પકડી લીધો ને કહ્યું–'સબુર !'

'એટલે ?' વકીલનો મિજાજ માતો ન્હોતો.

'એટલે કાંઇ નહિ; નાટક જોઇને આવો છો ને ? નાટકના કોઇ ખૂની રાજા થવાનું ભૂલી જાઓ.'

'ચોર બેપરવા ઉભો હતો.

'પણ છે શું?' વકીલ ગુંચવાતો હતો.

'મેં એને વચન આપ્યું છે. મને વિશ્વાસઘાતિની ન બનાવો.'

'સરલા...' વકીલ સમજાવવા મથ્યો.

'તમંચો મને આપી દ્યો; પછી જે કહેવું હોય તે કહો.' કહીને વકીલના હાથમાંથી સ્ત્રીએ રિવોલ્વર છીનવી લીધી, ને જરા શ્વાસ લઇને કહ્યું:–

બેસો હવે, ને પૂછો–જે પૂછવું હોય તે.'

'એ જ વકીલ! એ ભગવાન!' ચોર ત્રાડ પાડી ઉઠ્યો.

'ને એમની હું પત્ની થાઉં!' સ્ત્રીએ સંરક્ષણના–ગર્ભિત ભાવસૂચક ઉદ્‌ગાર કહાડ્યો.

'પણ આ બધો શો મામલો છે!' વકીલ બોલ્યો.

'ચોરને ઓળખો જોઉં.' સ્ત્રીએ વકીલને કરડાકીમાં કહ્યું.

'કેમ?'

'તમે એને ઓળખશો–કદાચ' એમ કહીને સ્ત્રીએ ચોરનું મોં જોવાય એ રીતે લેમ્પ ધર્યું ને પુનઃ વકીલને પૂછ્યું:–

'એને કોઇ દહાડો જોયો હતો?'

'યાદ આવતું નથી; જોયો પણ હોયઃ શું નામ છે એનું?' હવે વકીલનો આવેશ ઓસરવા માંડતો હતો.

'નામ તો મને ય ખબર નથી.'

'નાથિયોઃ મારૂં નામ નાથો ને વકીલસાહેબ, તમે બોલાવતા હતા તે રીતે કહું તો નાથિયો.' મરણીઓ ચોર તદ્દન નિડર લાગતો.

'મીલમાં એ નામનો કોઇ કામદાર હતો ખરો.' વકીલ વિચારમાં પડતો બોલ્યો.

'તે જ હું; અને તમે જ એવા હાલહવાલ કરી નાખ્યા, કે હવે હું ઓળખાતો પણ નથી !'

'શું બકે છે આ લબાડી !' વકીલે તેની સ્ત્રી સામે ફરીને જરા જુસ્સાથી પૂછ્યું.

'લબાડી તો ખરો ! પણ વકીલસાહેબ, પેલી ઇસ્પિતાલના દર્દીને યાદ કરો ! જેણે કારખાનાના અકસ્માતથી આંખ ગૂમાવી હતી ને તમે પેટના કે શેઠના ગુલામ બનીને છેતરીને તેની સહી લઇ ગયા'તા.'

'ખરૂં કહે છે એ ?' સ્ત્રીએ વકીલની ઝડતી લેવા માંડી.

'પણ તેમાં થઈ શું ગયું !' વકીલે જરા રૂઆબથી વાત કરી.

'સહી લેતા પહેલાં તેને જણાવ્યું હતું કે કાગળમાં શું લખ્યું છે ?'

'કેમ ?' વકીલ હવે ચમકતો હતો.

'પૂછું એનો ઉત્તર આપો.'

'વ્હાલી...'

પણ પત્નીને અત્યારે લાડ ન્હોતાં ગમતાં. તે સખ્ત થઇ :

'બોલોને, તમે એને કરારપત્ર વંચાવ્યો હતો ?'

'વાચીને સહી કરવાની તેની ફરજ હતી.' વકીલની દલીલ નીકળી.

'વાચી શકે એવી એની સ્થિતિ હતી વારૂ ?'

'નકામી ઝક કરે છે; તું એ વાતમાં શું સમજે ?'

'સમજુ છું તે લ્યો ને હું જ કહું, કે કરાર વાચવાની મને તક જ આપવામાં આવી નહતી !' ચોરે ખુલાસો કર્યો. વકીલ રોષમાં કંઇ બોલવા જતો હતો, તેને બોલતો અટકાવીને સ્ત્રીએ ઠપકાભર્યા અવાજે કહ્યું:—

'આવા ઘોર અન્યાય તો તમારે હાથે કેટલાય થયા હશે; ને ભગવાન જાણે હજુ કેટલા થશે !'

'ગાંડી છે તું તો.'

એ રીતે રળવું, ને સાથે મને ય પાપની ભાગીદાર બનાવવી, કેમ ?

'તારૂં મગજ તો ઠેકાણે છે ને ?'

'આવી જ બહાદૂરીથી તમે શેઠનાં મે'રબાની અને મુડી મેળવતા હશો, નહિ ?' સ્ત્રી બોલ્યા જ કરતી: 'આવા પૈસા ! લોહીથી ખરડાયલા, નિઃશ્વાસના આંસુથી પલળેલા, કકળતી આંતરડીમાં ઉકળેલા, મજુરોનાં જીવન ચૂસી લઇને ઉત્પન્ન કરાવાયલા પૈસાનો જ આ બધો વૈભવ !'

'સાંભળ...' કહીને વકીલ તેની સ્ત્રી પાસે જઈ નરમાશથી વાત કરવા જતો હતો; સ્ત્રી વેગળી ખસી ગઇ ને બોલી–

'મારે કશું નથી સાંભળવું: ચોરને સમજણ પાડો-એના જ મનનું સમાધાન કરો.'

'કાંઇ વિચાર છે ?' આપણી વચ્ચે કોણ છે, અને તેની હાજરીમાં પોઝીશન કેવી ખરાબ...'

'બળી એવી પોઝીશન ! એય માણસ છે; કાંઇ ઢોર તો નથી ?

'અલ્યા નાથા !' વકીલને હવે નાથાભણી નજર નાખવી પડી.

'જી.' નાથો નિઃસ્પૃહ જણાતો.

'મિલ તરફથી તને કાંઇ જ બદલો નહિ મળેલો ?'

'બદલાની લેવડદેવડના કરતાકારવતા તો પોતે જ હતા; નથી જાણતા ?'

'ફરી નોકરી પણ ન મળી ?'

'નહિ રાજા.'

'બૈરાં છોકરાં ?'

'બધું સાફ થઈ ગયું.' ચોરનો અવાજ સહજ ખોખરો થયો.

વકીલના મુખારવિંદપર ગમગિનીની આછી રેખાઓ તરવરવા લાગી. થોડીવાર પછી તે બોલ્યો:—

'તારે વાસ્તે કાંઇ ગોઠવણ થવી જોઇએ.'

'ગોઠવણ શી કરવાના છો ? બૈરી છોકરાં ગયાં તે હવે પાછાં મળવાનાં છે !' દુઃખની ઉંડી અસરની આછી છાયા ઝીલતાં વકીલનાં ચક્ષુ, ચોરની કંગાલ મુખમુદ્રા નિહાળી રહ્યાં. પછી તે બોલ્યો:—

'મરી પરવાર્યાં તે માટે તો હવે શું બની શકે ? તું જોઇ શકશે કે મારી સ્ત્રીની મનોદશા કેવી વિલક્ષણ થઇ ગઇ છે. નાથા ! તારા જેવી તો મારી સ્થિતિ નથી કરવા ધારીને ?'

'રામરામ કરોઃ ઇચ્છા તો કિન્નો લેવાની હતી; પણ આ ભલી બાઇને ખાતર હવે મારા હાથ હેઠા પડે છે.'

'ડાહ્યો થા. બધું ભૂલી જા—જાણે કંઇ બન્યું જ નથી, એમ મન વાળીને હવે સીધો માર્ગ લે. ખાતરી આપું છું કે કોઇ સારી નોકરીની તજવીજ કરી બેચાર દિવસમાં તને ઠેકાણે પાડી આપીશ. ને લે, હાલમાં કામચલાઉ થોડાક

રૂપિયા—' કહીને વકીલે ગજવામાંથી નોટ કાઢવા માંડયો. ચોરે કહ્યું:—

'ગરીબોની રાંક આંતરડી કકળાવી, શેઠની ગુલામી સેવીને પેદા કરેલા પૈસા મને ન ખપે.'

તીર જેવા શબ્દોથી, વકીલ અને તેની પત્નીના હ્રદયને વીંધીને ચોર ત્યાંથી ચાલ્યો ગયો. પછી, કોઇ સારી નોકરીએ ચઢાવી આપવા તેની ઘણી તપાસ થઇ: અને એ રીતે બેકાર બનેલાની" હાય 'માંથી બચવા વકીલે ઘણાં શાંશાં માર્યાં; પણ ચોરનો પત્તો પુનઃ લાગ્યો જ નહિ.

—છતાં હવે, એ વકીલના મકાનને મોભારિયે ઘુવડ જણાતો નહતો; ઝરૂખે, કોઇ કોઇવાર પોપટ બેસતો; વકીલ એને પકડવા મથે, પણ હાથમાં આવે જ નહિ; વકીલની સ્ત્રી ઇચ્છે, ત્યારે ઉડીને એના હાથમાં જઇ બેસે ને પેલા ચોરના આત્માનો કરુણટહૂકો સંભળાવી પાછો ઉડી જાય.

❧

**મુસાફર** અજાણ્યો છે. સાથે ભોમિયો લીધો નથી. ઉગમણી ને આથમણી–એમ બન્ને દિશાએ દોરતા બે રસ્તા પાધર પડયા છે; કયે રસ્તે કયાં જવાય એનું કશું નિશાન નથી, વાટ નિર્જન છે–અથવા શિયાળ સીમભણી ખેંચે ને કૂતરૂં ગામ તરફ તાણે એવી સ્થિતિમાં મુસાફર ભરાઇ પડયો છે: એની મનોવેદના માપી શકો છો ?

**અસ**હકારી વાયુ વાયા પછી, કેટલાય કૉલેજીયનો એમ મૂઝાતા; કોઇ દેશખાતર તો કોઇ દેહખાતર.

રવીન્દ્રબાબુએ 'પોપટ'નું રૂપક લઇને એક વાત લખી છે. તેનું સુવર્ણપિંજર, તે માલેતુજાર મ્હોલાત જેવી લખ્ખોને ખર્ચે બન્ધાતી કૉલેજો; અને પોપટ તે કૉલેજિયન: એનું ખર્ચાળ જીવન અને જીવનને બહલાવનારૂં નહિ, પણ બોજારૂપ લાગતું ભણતર અને ભણતર ભણી ઉતર્યા પછી પાછા 'કયાં ? તો હતા ત્યાં ના ત્યાં–' એવું ચારિત્ર્ય-ઘડતર ! **ભ**રતકુમાર, 'કેળવાયલા ગુલામો તૈયાર કરનારા કારખાના'રૂપ ગવર્મેન્ટ–યુનિવર્સિટીમાંથી ત્રણ ત્રણ વર્ષેય ઉત્તીર્ણ ન થાય તેથી 'સમજુ' વર્ગ એને દોષ ન્હોતો દેતો–યુનિવર્સિટીની જ 'લોહીચૂસ નીતિ'ને વગોવતો. **ભ**રતકુમાર પણ, એ સ્થિતિમાંથી મુક્તિને આરે નીકળવાની રાહ જોતો.

પછી વાજતેગાજતે અસહકારી યુગ ઉગ્યો: દિગન્તમાં હાકલ બજી : 'વકીલો અદાલત છોડે, અધિકારીઓ હોદ્દા છોડે, ઇલ્કાબધારીઓ ઇલ્કાબ છોડે, વિદેશી વાઘાની હોળીઓ ધિકે, અભ્યાસકો સરકારી શાળા-કૉલેજો છોડે: અને પછી? પછી સૌ સૂતરને તાંતણે સ્વરાજ્ય પામવા રેંટિયે બેસે;' કેમકે હથેળીના

ચાંદ પેઠે એક વર્ષમાં મુક્તિને મન્દિર સ્વરાજ્યદેવતાનો સાક્ષાત્કાર થનાર હતો.

લક્ષ્મી ચોલ્લો કરવા આવે, ત્યારે ભરતકુમાર મ્હોં ધોવા જાય એવો મૂર્ખ નહતો. તેણે હાકલ કીધી. કૉલેજ સામે કરડી નજર ફેંકતો તે બહાર પડ્યો, સાથે બીજાય સાથીઓને મૂડ્યા, અને વિદ્યાપીઠનું કેવું સુન્દર, આદર્શ ને ઉત્તમ છતાં સહેલું ભણતર ! જે ભરતકુમારે ઇન્ટરક્લાસ પાછળ ત્રણ ત્રણ વર્ષ બગાડ્યાં હતાં, તેને વિદ્યાપીઠના વિશુદ્ધ અને સ્વતંત્ર વાયરે, બીજે જ વર્ષે 'સ્નાતક'ની પદવી વરી !

સ્નાતક થયા પછી, નવ-જીવન દેતા શુદ્ધ સ્વદેશી રવિવારિયા છાપામાં તેને જે મુખ્ય ઉણપ જણાઇ, તે જાહેરખબરોની. તે રોજરોજનાં તાજાં ટાઇમ્સ ફેંદી વાળે, પણ એમાં તો યુનિવર્સિટીને કાટલે છપાયલાઓની જ માગણી વંચાય ! ભરતકુમાર બી. એ. ન્હોતો, સ્નાતક હતો. ' નવજીવન પત્રે જાહેરખબરની કંડિકા ખુલ્લી રાખી હત, તો સ્નાતકોનું બારૂં બન્ધ થાત ? ' ભરતકુમાર ઘણીવાર બબડતો. કેમકે કેળવાયલા ગુલામો તૈયાર કરનારા કારખાનામાંથી છૂટીને સ્વતંત્ર વિદ્યાપીઠમાં પલોટાયા છતાં, ભરતકુમારની દૃષ્ટિ સામે નિર્વાહનો કાળમુખો પ્રશ્ન એને થથરાવી મૂકતો: ' કરવું શું ? ' બુદ્ધિને, કસોટિને પથરે તેણે બહુ બહુ કસી જોઇ: તેમાંથી જે કાંઇ કસ નીકળ્યો, તે આટલો:–પેટે પાટા બાંધીને લોકમત કેળવવા ગામડે ગામડે ઘૂસવું, પંતુજી થવું કે ડોસીમાને રેંટિયે બેસી, એમાંથી સરતા સંગીતમાં એકનાર થવું અને રૂના તાર કહાડ્યા કરવા. ત્રણે ય ચીજ સ્વરાજ્યનો અને સ્વરાજ્યનો નહિ તો ભગવાનનો ભેટો કરાવનારી ન્હોતી, એમ કયો અસહકારી કહેશે ? ભરતકુમાર તરત તારવતો: ' ગામડે ગામડે ઘૂમવામાં

દરિદ્રનારાયણોની દેવસેવા હતી, પંતુજી થવામાં પ્રાચીન ઋષિ-મુનિઓની મગરૂરી હતી અને ‘ રૂડો મારો રેંટિયો ’ એ તો પરસત્તાને છેદી નાખનારૂં સુદર્શન ચક્ર!’

ભરતકુમારનું જ ચલણ હત તો તે ત્રણેય સેવાઓને અપનાવી લેત; પણ કમબખ્ત પેટ! બિલ્કૂલ બેશરમ! તે પોતાને પરિતૃપ્ત કર્યાં સિવાય મચક આપે એમ નહતું.

ભરતકુમારને ત્રણેય સેવાઓનો અલભ્ય લાભ ગુમાવવો પડયો. પોતે કદિ કદિ વિચારતોઃ ‘ હું સ્નાતક છું, સ્વતંત્ર વાતાવરણમાં શુદ્ધ સ્વદેશી કેળવણી પામીને બહાર પડયો છું. છતાં નથી હુન્નરી થઇ શકતો કે નથી ઉદ્યોગ ધન્ધો આદરી શકતો! ત્યારે વિદ્યાપીઠની વિદ્યામાં વિશિષ્ટતા શી?’ પણ સ્વ–દેશી શિક્ષણ વિષે આવી શંકા કરવામાં એને શિષ્ટતા નહતી લાગતી–શંકા જ કેમ થાય? તે મક્કમપણે પાછો મન વાળતોઃ ‘ સંશયાત્મા વિનસ્યતિ!’

ત્યારપછી છેલ્લો પાસો ફેંકાયો તે પત્રકારના નામનો. કલમને કપાળે અડકાડી, નર્મદકવિએ દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો હતોઃ આજ એથી ઉલટી જ રીતે ભરઉલ્લાસમાં આવી જઇ ‘ભારતવિજય’ નામના સાપ્તાહિકના શ્રી ગણેશ માંડી ભરત-કુમાર ઉચ્ચારતોઃ ‘ સ્વદેશ, તારે ખાતર!’



**ભારતવિજય** પત્રમાં, સમાજના ‘બળતા પ્રશ્નો’ ચર્ચાતા. મૂડીવાદના મૃત્યુઘંટનો રણકાર થતો. ‘શયતાની’ કે ‘જાલિમ’ સરકારને મારી કે મિટાવી દેનારી કલમ દોડતી. મિત્રોમાં મનાતું અને મિત્રો માર્ફત લોકમાંય બોલાતું, કે ‘ભરતકુમાર તલ્વારની ધારપર ચાલે છે–માથું વેગળું મૂકીને પત્રનું તંત્ર ચલાવે છે, કેવો નિડર! બડો બાહોશ!’ તથાપિ, જનતા

વર્ષો થયાં પરાધીનતાની જંજીરથી જકડાયલી ખરી ને? તે ભરતકુમારનું ભારતવિજય પત્ર જીરવી શકતી ન હોય, કે અટપટું ઇતર કારણ હોય; ગ્રાહકોના રજીસ્ટરનાં નર્યાં પાન નામો વગરનાં—કેવળ કોરાં રહેતાં! અલબત છાપું વંચાતું ખરૂં, પણ મફતિયા! સરવાળે ખર્ચનાં ઝરણ વહ્યાં કરતાં અને આવકના ફૂવારાનું પોત પ્રતિદિન પાતળું પડતું. છતાં હરકોઇ સાહસ ખેડયા પછી તરત જ તેનાં ઉજ્જવળ પરિણામની આશા કેમ રખાય? ભરતકુમાર સિદ્ધાન્તને સંભારતો: 'આજ આંબો વાવીને આવતી જ કાલે તેના ફળની આશા રાખવી ફોકટ છે.' તંત્રીનું તંત્રનાવ, આમ હોલિયાં લેતું હંકારાતું.

દૈવ એટલો અનુકૂળ, કે એને ઝાઝું સંસારખર્ચ નહતું. કુટુમ્બમાં વિધવા માતા હતાં અને પોતે. લગ્ન સ્વરાજ્યપ્રાપ્તિ પછી કરવું હોય, નૈષ્ટિક બ્રહ્મચારી રહેવું હોય કે કન્યાની અછત હોય, ભરતકુમાર પરણેલો નહતો.

સંસારખર્ચ ઝાઝું નહતું, પણ 'સ્ટાફ'ના કારકુનો, તંત્રી જેવું સાધુહૃદય ધરાવતા થાય એવા, એમને તંત્રીનો ચેપ ન સ્પર્શે ત્યાં સુધી ઑફિસના ટટ્ટુને તો નભાવવું જ રહ્યું! તેને પહોંચી વળવાની ગડમથલમાં ઘૂમતાં અતિ મન્થનને અંતે, સત્યના આગ્રહી એવા પેલા આશ્રમનાં બન્ધનને સ્નાતક તંત્રીએ ઢીલું કર્યું—પોતાનો દાખલો બીજા ન લઇ શકે એવા ઢાંકપિછોડાની પૂરી કાળજીપૂર્વક; ભરતકુમારે 'દિલાવર' દેશીરાજ્યો તરફ દૃષ્ટિ દોડાવી અને એની સોગઠી કહ્યાગરી નીવડી! ચોક્કસ દેશીરાજ્યોવડે ભરતકુમારનો સંસાર પોષાય, સ્ટાફ પોષાય, 'ભારતવિજય' પત્ર પોષાય; એવી વેતરણ ઉતરવા માંડી. કોઇ સુહૃદ એને મસ્કાદાસ કહીને કોઇવાર ટાણો મારે, ત્યારે ભરતકુમાર ડાહી વાત કરતો: 'પ્રજાનું જ લોહી

ચૂસીને માતબર બનતા દેશીરાજ્યના ગજવાપર કાતર મૂકી, એ પૈસાને વિલાસભોગ ખાતે ખર્ચાતા અટકાવી, એક પ્રજાપ્રિય પત્રને નભાવવામાં વાપરવા, તેમાં પાપ નથી, પુણ્ય છે!' આવો ઉત્તર સાંભળીને સુહૃદ મનમાં જ બબડતો : 'તે મંતવ્ય, ' અન્યક્ષેત્રે કૃતં પાપં " શ્લોકના પૂર્વાર્દ્ધ જેવું છે!' પણ, ભરતકુમાર પોતાના મંતવ્યના ઉત્તરાર્દ્ધની ઉત્તરક્રિયા કરી બેઠા પછી, પાપના વૃક્ષે સફળતાનું ફળ પાકતું એની આંખો દેખતી હતી : તે લોકનિન્દાથી નીડર હતો. પોતે બેધડક ઠસાવતો : ' કુવાને મ્હોંડે કયાં ઢાંકણુ દેવા જવું? લોકને મ્હોંડે કાંઇ લગામ છે! ફાવે તેમ બોલે—નિન્દતુ નીતિ નિપુણા...'



' ઝૂકાનેવાલા ' હોય તો દુનિયા ઝૂકવી જ જોઇએ—એ વિષે ભરતકુમારને લવ પણ સંશય નહતો. હવે તો પોતે જાહેરમંડળોનો નિજમનથી આત્મા માનતો. એની હાજરી સિવાય સૂનું લાગે—ન લાગે એ જુદી વાત; પણ સ્વદેશને ખાતર 'શહીદ' થવાનું બીડું ઝડપનાર 'જાહેર હિલચાલ'માં ગેરહાજરીનું 'પાપ' કેમ જ વ્હોરે? તે હાજરી ભરતો, તક મળ્યે ભાષણ કરતો, એને હાથે ઠરાવ પણ પેશ થતા : ' પાજંઇની પેંદાશ નહિ' છતાં ભરતકુમારને 'ઘડીવારની નવરાશ' ન મળે! તે કોઇ કોઇવાર સર્જનહારપર પણ ચીડાઇ જતો—તેણે દિવસનો કડદો કરીને રાત બનાવી છે તે માટે! છતાં રાતે ય પોતે જંપતો નહિ; ઇશ્વર ભલેને રાતની અન્ધારપિછેડી ઓઢાડે; દીપકોએ કયાં દેવાળું કહાડયું છે! તે 'ઉછીના તેજે' લખતો, વાચતો, વિચારતો; ખાવાનુંય ભૂલતો : ભરતકુમાર કેટલીયેવાર ચ્હા—ચેવડાથી ચલાવી લેતો. કોઇ ટકોરે ત્યારે સૂણાવી દેતો : 'જનની જન્મભૂમિ ખાતર ચણા—મમરા ફાકીનેય

સેવા કરવી સુન્દર છે : ગરીબ ભારતવર્ષમાં જ્યાં એક ટંકના વાળુના સાંસા હોય, ત્યાં બબ્બે ટંક ભર્યે ભાણે જમવું એ ભયંકર પાપ છે.'

પણ એના પાપ અને પુણ્યની ભાવનાનો સોદો, એની ઑફિસના સ્ટાફને વાયડો પડતો. ભીખનાં હાંલ્લાં સીંકે ચડયાં સાંભળ્યાં છે ? ભારતકુમાર કોઇ બણુચક જેવા દેશીરાજ્યને જ તુમ્બડે તરવા સદૈવ મથતો હતો ; પણ દેશીરાજ્યો હમેશાં સુંવાળી ચામડી ધરાવતાં હોય એમ જવલ્લે બનતું. ભસતા શ્વાનને ટૂકડે રોટલે રાજી રાખવાં એ તેમને ગળથુથીમાંથી મળેલી આદત ! 'ભારતવિજય' બહુ વાચાળ બને, ત્યારે વળી લાંચને લાડવે તેને મ્હોંડે ડુચો દેવાય ; પછી પાછા સૌ સૌના રાહે ! આથી તેની આર્થિક તંગ હાલત સુધરતી નહિ, બલ્કે વધારે બગડતી. સ્થિતિ એ થઇ, કે કામદારોની વકીલાત કરવામાં પરોપકાર, ઔદાર્ય અને સામ્યવાદનાં જે ગહન તત્વો પત્રમાં મૂડીવાદ સામે રજુ થતાં, તે જ તત્વોનું પાલન પોતે કરી શકતો નહિ. ઑફિસકારકુનોના ત્રણ ત્રણ માસના દરમાયા ચડયે જતા ; છાપખાનાનાં અને કાગળ-સ્ટેશનરીવાળાનાં બીલનેય ટોલ્લે ચડાવવાં પડતાં અને ઑફિસ ભાડું, 'સગવડની ખાતર' અથવા 'વારંવાર ચોપડા ચીતરવા ન પડે તે માટે' વર્ષના ત્રણ હપ્તે-એટલે દર ચાતુર્માસે ચૂકવવાનું ઠરાવવું પડે.

કરપ, દેખાવ અને સ્વદેશસેવાનો ભાવ એવો, કે ભારતકુમારને અગવડ કે મૂઝવણમાં નાખવા જતાં સૌ શરમમાં લેવાય.



શરમ એક ન અડે ગ્રહદશાને અથવા પ્રતિકૂળ સંજો-ગોને! વાત વિષમ હતી: પેલા હુકર્યુંલિસની આસપાસ ઉભીને, નીતિ-અનીતિ નામની બે દેવીઓ, એને પોતપોતાના ભણી ખેંચતી, તેમ ભરતકુમાર બે જણ વચ્ચે ઝોલાં ખાવા લાગ્યો હતો. એક તો એની મા. "માતૃદેવો ભવ"ના પવિત્ર સૂત્રવાળો એ શાશ્વત્ શબ્દ! એ શબ્દે તંત્રીને આજ ગભરાવી નાખ્યો હતો. જેના ઉદરમાં પોતે નવ માસ રહ્યો હતો, તે-એની જનેતા-મરણશૈય્યા સેવતી લવરીએ ચડી હતી. એને હૈયે ભરત રમતો, એને હોઠે ભરત ઉચ્ચારાતો, એની આંખે માત્ર ભરત દેખાતો; પણ ભરતકુમારનાં પ્રત્યક્ષ દર્શન? દેવદર્શન કરતાં ય દુર્લભ! નરશ્રેષ્ટ નારાયણના નહિ, પણ પોતાના જ પુત્ર નારાયણના નામોચ્ચારે એક પતિત જીવ પાવન થયાની પુરાણકથા વાંચી છે ને? દર્દી જનેતાને જોવા અવનારાઓમાંથી, ભરત-દીકરા માટેનો વલોપાત સાંભળીને કોઇ ડહાપણની વાત કહે, કે ભર-તને ભૂલી જઇ ભારતની ઝંખના કરો ત્હોય સારૂં:" ત્યારે પણ એ વૃદ્ધ જનની, આંખ ત્રાંસી કરી, ધ્રૂજતા હોઠે ને ખોખરા અવાજે એને કહેતી: "છોકરાં વગરની હઇશ, બાઇ! તું પુત્રવત્સલતામાં શું સમજે?"

"બાઇ કે બીજાં ન સમજે તો ખેર; ભરત જ સમજતો હત, તો મરતી માતાને આમ ટળવળાવત?" લોકવાયકા આવી હતી! ભરતકુમાર માતાના મંદવાડથી અજાણ્યો ન હતો, બેદરકાર પણ કેમ કહેવાય? તે ચિઠ્ઠીપત્રીથી ને પોતાના માણસો માર્ફત માતૃસેવા સાધતો. તે દવા મંગાવી આપતો, દાક્તરની સલાહ મળે તે રીતે બિમાર જીવની માવજત કરાવતો, કામની સગવડ સારૂ એક નોકર પણ નહોતો રોકયો એમ નહિ. અખંડ ઉદ્યોગી દેશસેવક, ફૂરસદને

અભાવે આથી વિશેષ શું કરી શકે ? વળી તે જોતો, કે આજ-કાલ જુવાનોને જ જમ વધારે ઝડપી લે છે, એટલે ભાગ્યમાં લખ્યા હશે એટલા ગ્રહદંડ ભોગવીને મા સાજી થશે; દેહ છે, સાજાંમાંદાં રહેવાય, એ બહુ મહત્વનો પ્રશ્ન નથી—અને તેય વળી સ્વદેશસેવાના કટોકટીના મામલા વખતે ?

—અને આ મંતવ્ય ગામડાના કોઈ અભણ કે અનઘડ ગામડીઆનું નહતું કે તેને હસી કઢાય: ભરતકુમાર સ્નાતક હતો; શુદ્ધ ખાદીધારી હતો; સંસ્કારી હતો અને વળી પ્રજાના પ્રતિનિધિરૂપ સાપ્તાહિક પત્રનો તંત્રી હતો. નવરા લોક નિન્દે, ત્યારે ભરત ગોખતો: "કાર્યમ્ સાધયામિ વા..." અને આમ "સ્વદેશસેવા"ની ગાલ્લી હાંકયે રાખતો.

જનનીની સેવા કરતાં જન્મભૂમિની સેવા તો હજાર દરજ્જે ચડીઆતી. પછી એ સેવા કે એની કિંમત ભલે ગમે તેવી અંકાતી હોય. સેવાભોગીને મન કિંમતનો પ્રશ્ન હોય જ નહિ ! સેવાની ધગશમાંથી ભરતકુમારના દિલમાં અનુભવનો પ્રથમ જે ફણગો ફૂટયો, તે એ, કે જાહેર હિલચાલમાં સ્ત્રીઓના સાથ સિવાય સંગીનતા નથી આવવાની: ત્યારથી તેણે પ્રવૃત્તિઓનો દૃષ્ટિકોણ બદલ્યો અને મહિલામંડળમાં પડકાર કર્યો. કહેવું જોઈએ, કે પત્રવાજિંત્રનો અવાજ અરણ્યરૂદન જેવા નહિ નીવડતાં એને ઠીક ઠીક જવાબ મળ્યો; એટલે ભરતકુમારના જીવનમાં ઓર જુસ્સો રેડાયો. તેમાંય વળી એક કુમારિકા તો ભરતકુમારની પ્રવૃત્તિઓને અજબ પલટો આપનાર નીકળી ! તેનું નામ મિસ મંજુલા. મંજુલાએ પહેલવહેલી જે કવિતા છાપવા મોકલેલી, તે વાચીને ભરતકુમાર એમાં—એટલે એ કવિતામાં કે મિસ મંજુલામાં, તે સવાલ સંદિગ્ધ છે—એવો મુગ્ધ થયો, કે તેના ચેનચાળા જોઈને

આખો સ્ટાફ સ્તબ્ધ! કવિતા ભાવવાહી હતી. ભાવાર્થ વાંચીએ:

'સુવર્ણ સરખા મર્દ શૂરવીરો!
'ભારતને ખાતર ભસ્મ થાઓ;
'ન ભૂલો, કે સુવર્ણ કરતાં સુવર્ણભસ્મ કિંમતી છે:
'ભાગ્યવિધાયક ભારત–રમણીઓ!
'દેશને નામે શપથ લ્યો,
'કે પરણવું, તો સુવર્ણભસ્મ જેવા ભડવીરને;
'નહિ તો કૌમારજીવન સેવવું–સરસ્વતી જેવું.'

વાંચીને કયો 'ભરતકુમાર' મુગ્ધ ન થાય? 'સુવર્ણ–ભસ્મ'ની ભાવના આબાદ પોતાને જ લાગુ પડે છે, એમ માનતા એ તંત્રીને અગમ્ય રીતે હવે નવું બળ મળ્યું. તેણે જોયું, કે 'સેવા' એ કાંઈ હાલતીચાલતી કે જીવતીજાગતી વ્યક્તિ નહતી: મિસ મંજુલા જેવી વ્યક્તિની શક્તિ મેળવાય, તો જનતાને કેવી સ–રસ કેળવાય?

તે દિવસથી સ્વદેશસેવાની અનેકવિધ પ્રવૃત્તિઓમાં એક નવી પ્રવૃત્તિનો પ્રવેશ થયો. 'મંજુલા! કેવું મનોહર નામ! એની ઉદ્દાત્ત ભાવના; જાણે અમૃતનો જામ!' ભરતકુમાર કેટલીકવાર તો એના જ વિચારમાં તલ્લિન થઈ જતો. કદાચ એમ પણ કહી શકાય, કે તેની સામે એકબાજુ 'અષ્ટ સિદ્ધિ ને નવે નિધિ' મૂકયાં હોય, ને બીજી બાજુ માત્ર મંજુલા હોય તો પેલાં [illegible]–સમૃદ્ધિઓ સામે મીટ સરખી માંડવા તે તૈયાર ન થાય.

'સ્વદેશ ખાતર 'સર ફરોશી'ની જેને તમન્ના લાગી હતી, તેવા તંત્રીની એક બાજુ છેલ્લા શ્વાસ ખેંચતી જનેતા હતી; બીજી

બાજુ ઉષ્માજન્ય શ્વાસ ખેંચાવતી મંજુલા હતી–**મિસ મંજુલા** હતી; મંજુલાએ, ભરતકુમારની તરેહવાર પ્રવૃત્તિઓમાં એકનું ઉમેરણુ કરાવ્યું હતું : ભરતકુમાર માતાની ગંભીર માંદગીને દહાડે, મિસ મંજુલાને ત્યાં બહુ મહત્વના કામમાં ગુંથાયલો હતો.

***

**મિસ મંજુલા** વકીલની લાડકી પુત્રી હતી અને વિદેશી કેળવણીએ, પરપુરુષ સાથે વિનાસંકોચે હળવા–મળવા જેટલી એને સ્વતંત્રતા આપી હતી. સંસ્કારી અથવા શિક્ષિત વકીલ પણ એ નીતિના વિરોધી નહતા.

ભરતકુમાર મિસ મંજુલાને ત્યાં પહોંચ્યો, ત્યારે વકીલ વ્હાણાની હવા ખાવા નીકળી પડેલા, તે હજુ ઘેર પાછા ફર્યાં નહતા અને મિસ મંજુલા, તરતની જ નાહીને ચ્હા પીતી બેઠી હતી. પાસે એક પત્ર અને મેલનાં તાજાં આવેલાં બે છાપાં પડયાં હતાં. વા–સૂકવણી સારૂ મિસ મંજુલાના માથાના ભીના વાળ, સાડીબહાર છૂટા–વિખરાયલા હતા, તે તરફ તંત્રીની નજર પહેલી જ પડે ને ? ભરતકુમારને આજ અણધાર્યો આવતો જોઇ મંજુલાએ સ્મિત સાથે સ્વાગત કર્યું :

'તંત્રીસાહેબ ! કાંઇ અત્યારે ? ' બેસવા બેઠક બતાવી. ભરતકુમાર હસતે મુખડે બેઠો અને મંજુલાએ રામાને ચ્હાનો કપ લાવવા કહ્યું.

'વિલાયતી ખાંડવાળી ચ્હા નથી પીતો.' ભરતે ખુલાસો કર્યો.

'અમે તો ચ્હા જ નથી પીતાં ! આ તો શેકેલા ઘઉંનો–ગાંધીજીએ બતાવેલો ચ્હા છે ! અને એવી ચ્હા પીનારને ત્યાં વિદેશી ખાંડ તે હોય ? '

મંજુલાના બુલન્દ રણકાથી ભરત મ્હાત થયો. તે બોલ્યો: 'ત્યારે તો સ્વદેશીમાં મારા કરતાં તમે ચડયાં!' ભરતની આંખ મંજુલાના ચન્દ્રવદનપરથી ખસતી નહતી.

ભરત માટે ચ્હા આવ્યો. મંજુલા પી રહી હતી. તેણે પાન બનાવતાં પૂછ્યું:

'કહો, અત્યારમાં ક્યાંથી નવરા પડયા!' મંજુલાની કીકીમાં ભરતને ઓર ચમક લાગી. તેણે ખાલી થયલો કપ નીચે મૂકતાં કહ્યું:

'મન્દસુગન્ધી વાયુ અત્યારમાં જ વાય છે: બાલસૂર્યની સોનેરી ને સુકોમળ કિરણાવલિ અત્યારે જ વેરાય છે; ખુશનુમા પ્રહર, મિસ મંજુલા, અત્યારનો જ: અહીં અત્યારે આવવામાં સમયની પસન્દગી ખોટી નથી હો.' ભરતનાં લોચન હસી રહ્યાં.

પાનની તાસક ભરત ભણી ઠેલતાં મિસ મંજુલાએ કહ્યું: 'તમારી કવિતાની ભાષામાં હું તો કંઇએ ન સમજી...'

'બનાવતાં લાગો છો! કવિતા લખી શકો અને એની ભાષા ન સમજો એ તે બને?' ભરત બહુ મઝાથી વાત કરતો.

'જુઓ ભરતભાઇ!' મંજુલાનો અવાજ જરા બદલાયો: 'પત્રકારના વખતની કિંમત હું સમજી શકું છું. મારે નિમિત્તે તમે નાહક ખોટી થાઓ, એ મને જરાય ન ગમે. કહો, શું કામ પડયું?'

'મિસ મંજુલા!' ભરતને હવે મુદ્દાની વાતપર આવવાની ફરજ પડી: 'હું એક વિનતિ કરવા આવ્યો છું.'

'હજુય તમે કામ નહિ કહો? આ તો ઉપોદ્ઘાત માંડો છો!' ભરતના આવતા પહેલાં, ટપાલનો પત્ર વાચીને મંજુ-

લાનો ચ્હેરો ગમગીન થએલો હતો ; તેમાં વળી ભરતની હાજરી ! તેણે સહજ રોષથી, છતાં કૃત્રિમ સદ્‌ભાવ દર્શાવતાં કહ્યું:

'વિવેકને ઉપોદ્‌ઘાત લેખો, એ તમારૂં ઔદાર્ય બતાવે છે ; હું કાંઇક વાત કરવા આવ્યો છું.' ભરતે દીનતાભાવ દાખવ્યો.

'કહી નાખો.' મંજુલાએ ટુંકામાં પતાવવા માંડયું.

'સ્વદેશીવ્રતની ઘોષણા, સ્ત્રીઓ માટે, કોઈ બાનુ તરફથી થાય એમ ઇચ્છતાં જ હશો.'

'ઇન્ટરવ્યુ લેવા આવ્યા છો ?' મંજુલા ચમકી.

'નહિ; નક્કી કરવા.' ભરતે મંજુલાના સ્વભાવની તોછ-ડાઇને ગળી જતાં કહ્યું.

'નક્કી શું કરવાનું છે ? ભરતભાઇ, તમે તો મને મૂઝવી રહ્યા છો !' મંજુલાએ ક્ષણભર થોભીને કહ્યું: 'હા, જો સ્ત્રીઓ દ્વારા જ એ હિલચાલ ચાલે, તો તેની અસર વધારે સારી થાય.' કહીને તાજું આવેલું છાપું ઉકેલવા માંડયું.

'ત્યારે તક આપું તો શરૂઆત કરશો ?'

સાંભળીને મંજુલાએ હાથમાંના છાપાને હેઠળ મૂકી દીધું. તેણે વક્ર દૃષ્ટિથી ભરત સામે જોયું, અને પૂછ્યું :

'લેખ જોઇએ છે ?'

'નહિ; મનની સેવા તો આપો છો જ : આજ તનસેવા માટે આવ્યો છું.'

'એટલે સભા થાય, તો મારે હાજર રહેવું, એમ ને ?'

'મિસ મંજુલા !' ભરતે ઓગળી જતી મીણબત્તી જેવા નરમ ભાવે કહ્યું: 'હાજરી જ નથી ઇચ્છતો; બોલવું પડશે.'

'પ્રમુખ કોણ છે ?' મંજુલાએ મુખ્ય ભાવ છૂપાવતાં પૂછ્યું.

'મિસ મંજુલા સિવાય...'

'માફ કરો: ભરતભાઇ, ખરૂં પૂછો તો તમારા લાંબા સંવાદને હવે જ સમજી! તમે અત્યારે આવવામાં સમયની પસંદગી બરાબર કરી હશે, પણ પ્રમુખની પસન્દગીમાં નિષ્ફળ છો.'

ભરતને આ હઠ મિઠ્ઠી લાગી–અમૃતથી પણ વધારે! તે લગીર પાસે આવીને બોલ્યો: 'નેપોલિયનના શબ્દકોશમાં નિષ્ફળ શબ્દ જ નહતો: પ્રમુખ થવું તમારે માટે અશકય નથી.

'મારામાં શી લાયકાત છે તે હું જ સમજું. પ્રમુખની જવાબદારી અને ફરજ!! ભરતભાઇ, કોઇને પણ ગજા ઉપરાંતનું કામ સોંપવું કે માન આપવું, મને મુદ્દલ ગમતું નથી. તમને ગમે છે, એ જાણીને મને ખેદ થાય છે.'

—પણ ભરતકુમારને ખેદ નહતો થતો: મંજુલાના નન્ના સામે એનો આગ્રહ ચાલુ જ રહ્યો. મંજુલા ચીડાઈ ગઇ. તેણે વક્રોક્તિનું તીર છોડયું: 'નવાઇ તો એ લાગે છે કે તમારે પ્રમુખ શોધવા અહીં લગણ આવવું પડયું! ભરતભાઇ, તમે તો પ્રજાઅવાજના પ્રતિનિધિ! ઘરના ય કાં નહિ? તંત્રીનાં પત્ની પ્રમુખ કાં ન થાય?'

'મૂલં નાસ્તિ, કુતઃ શાખા?' ભરતનાં લોચન નાચી રહ્યાં. તે ઇચ્છતો હતો એ જ વાત અનાયાસે મંજુલાના મુખમાંથી નીકળી! તેણે મનથી પ્રભુનો પા'ડ માન્યો: 'દૈવ કેવો અનુકૂળ!'

'વિધૂર છો?' શ્લોકસૂત્ર સાંભળીને મંજુલાએ પૂછ્યું.

'નહિ, મિસ મંજુલા! 'સુવર્ણભસ્મ' થનારી સુવર્ણાની શોધમાં છું–તમારી પેઠે.' ભરતે હૈયાની વાત આખરે હોઠ-બહાર કહાડી નાખી.

'મારી પેઠે? ભૂલો છો; ભરતકુમાર!' મંજુલાનો જુસ્સો ને આવેશ હવે જોવા જેવાં હતાં: 'ખબર છે મને, મારી પેલી કવિતા તમારા પત્રમાં છપાયા પછી કેટલાં ય પતંગિયાં આ 'મિસ' ની જ્વાળામાં શેકાઇ જવા ભમવા લાગ્યાં છે; પણ એ હિજડાઓ જેવી મને રખે માનતા. બ્રહ્માએ સરસ્વતીની જોડ નહિ સર્જવામાં ભયંકર ભૂલ કરી છે, તેમ મારે માટે પણ મને લાગે છે–મંજુલાનો હાથ ઝાલનાર જવાંમર્દ, હજુ તો પાકયો જાણ્યો નથી: બોલો, શું કહો છો તમે?'

ભરત શું બોલે? મંજુલાનું મનોહર દિવાનખાનું, હવે એને વિકરાળ ભાસ્યું. દ્રાક્ષના શીતળ માંડવાની ભીતર ભયંકર જ્વાળામુખી ધૂમાતો લાગ્યો. એને રો'મેરો'મ વિનાશ નામનો દૈત્ય થનગન થનગન નાચતો જણાયો–પાપની પ્રચન્ડ મૂર્તિ કિલકિલાટ હસતી લાગી. પાળ તૂટતાં જ પાણી વહી જાય, તેમ મનોમન સેવેલી એક સ્નેહમૂર્તિ માટેની આશા વહી જતી લાગી. જેની પાછળ તે 'પાગલ' થયો હતો, તે આશા, અંકુરમાંથી જ છેદાઇ જતી જણાઇ. ગ્લાન થતા મુખડે ઠંડો દમ ખેંચી તંત્રીજીએ વિષય પલટાવ્યો:

'આપણે બીજી જ વાતપર ચડી ગયા! મિસ મંજુલા, વધારે પડતી છૂટ લેવાઇ હોય તો...'

'વિવેકની જરૂર નથી. તસ્દી તો તમને પડી છે; મારે જ એમ કહેવું જોઈએ.' મંજુલાએ હવે ઓસહજ મીઠાશથી કહ્યું.

'ત્યારે પ્રમુખને બદલે તમે મુખ્ય ભાષણ કરવાનું તો કબૂલ કરશો ને?'

'એ પણ નહિ બને.'



"જોયો!" મંજુલાએ ટપાલનો પત્ર બતાવતાં કહ્યું. [ પૃષ્ઠ ૬૭
('ગુણસુન્દરી'ના બન્ધુકૃત્યથી)

'એ પણ નહિ ?' સાંભળીને ભરતનો આગ્રહ હવે પાતળો પડતો જતો હતો. તેણે પૂછ્યું: 'વારું, ખાસ કારણ છે ?'

'જોયો ?' મંજુલાએ ટપાલનો પત્ર બતાવતાં કહ્યું: 'દાદીના મંદવાડની ખબર આવી છે—વાંચીને એવી ફિકરમાં પડી ગઇ હતી કે તમે ન આવ્યા હત તો એકલી એકલી...' મંજુલાની આંખમાં ઝળઝળીઆં આવ્યાં.

'લાગણીવશ થાઓ છો કે ? સ્વદેશસેવાનાં ભેખધારીએ તો 'વસુધૈવ કુટુમ્બકમ્' માનવું રહ્યું; અને સ્વદેશસેવાની તક, હરકોઇ ભોગે—'

'હવે મને એકલી પડવા દેશો ? ભરતભાઇ, તમે માનતા હો, તેવી હું ભેખધારી નથી અને મારું ગજું બિમાર દાદીનો જ આશીર્વાદ લેવા પૂરતું લાગે છે—સમસ્ત દેશનો નહિ: મારે જવું જ પડશે.'

ભરતકુમાર આશાભર્યો આવ્યો હતો અને નિરાશાના બોજાથી લદાઇને પાછો ફર્યો.



જે શિ ક્ષ ણ વિદ્યાપીઠની 'સ્નાતક' પદવીમાંથી નહતું મળ્યું, તે મિસ મંજુલાની ટૂંકી મુલાકાતમાંથી મેળવીને ભરત પાછો ભર્યો. ઑફિસમાં ? નહિ; સિદ્ધો ઘેર. ઘેર એની માતા મરવા પડી હતી તેની સારવાર કરવા, તેની ક્ષમા લેવા.

તે ઘેર પહોંચ્યો, ત્યારે ઘીના દીવાની ઝાંખી જ્યોત મરણોન્મુખ માતાની સામે બળતી હતી અને આસપાસ થોડાંક સગાં ને પાડોશીઓ વીંટાઇને બેઠાં બેઠાં 'શ્રી...રા...મ'ના

નામનો ધીમો ઉચ્ચાર કરતાં હતાં. ઘરમાં પેસતાં જ તે દોડયો; ત્યારે માતાના પ્રાણ કંઠે આવીને અટકયા હતા અને **ભરતે** જોયું, કે એની ફાટેલી આંખો પોતાના પુત્રને માટે નિષ્ફળ શોધ કરવા મથી રહી હતી : છેલ્લો શ્વાસ લેતી માતાના અંતરમાં, હજારો વીંછીના ડંખ જેવી વેદના થતી હોય એમ એના ચેનચાળા-પરથી સ્પષ્ટ લાગતું હતું: 'બા, હું આવ્યો છું–' કહીને **ભરત** રોઇ પડયો.

**એ** રડવું હવે કસમયનું હતું: 'બા' શબ્દના ઉચ્ચારણ વખતે જ વહાલા વત્સના વલોપાતને અંતે માતાનો અંતિમ શ્વાસ, પંચતત્વો ભેગો ભળી ગયો હતો.

**લોક** કહેતા, કે ત્યારથી **ભરતે** 'સેવા'નો આ રીતનો છન્દ તો છોડયો, પણ માતૃસેવાથી વંચિત થયલો **ભરત**, જનનીના આશીર્વાદ સિવાય, જડભરતનું જ જીવન જીવ્યો.

**નદીને જ** કિનારે ઠાકોરની મ્હોલાત હતી અને મ્હોલાતને પડખે નાનકડો ચબુતરો હતો. એની બાજુમાં, જટાજૂથ એક ઘટાદાર વડ ખીલ્યો’તો—જાણે મ્હોલાતની કે સમસ્ત ગામની અહોનિરન્તર, ખડે પગે ચોકી કરનાર રખેવાળ ન હોય !

વડની શીળી છાંયાતળે એક જણનો વાસ હતો; જાતનો ભીખારી અને એનું નામ ભલો. તે વડલા જેટલો વયોવૃદ્ધ હતો અને વનવિખૂટા એ વડલા જેવો જ અટૂલો હતો. વડના જ શીળા શેરડા જેવી એની મુખમુદ્રા સદૈવ શાંત લાગતી અને વડની જ પેઠે, પોતે શીયાળાની કકડતી ઠંડીને, પ્રખર ગ્રીષ્મના ઘોમ ધખતા તાપને ને મૂસળધાર ઝડીઓ વર્ષાવતી વર્ષાને ઝીલતો અખંડ અહીં જ પડયો રહેતો. નદીઘાટે એને એક શિલા આપી હતી; તે એનું મુલાયમ (!) આસન.

બહુ બારીક રીતે જોનારને જ જણાય, કે એની વૃદ્ધ પાંપણોમાં છાનાં આંસુ છલકાતાં હતાં અને એના બેસી ગયલા ગાલપર દુઃખની આછી રેષા તરતી હતી; છતાં, પ્હેરોડના ઝાકળને વાયુની લહરી જેમ સૂકવી નાખે છે, તેમ અગમ્ય આનન્દની અથવા સ્થિતિને વશવર્તી સંતોષથી રહેવારૂપ ભાવનાની વિલક્ષણ લહરીઓ એના દિલમાં વાતી અને પેલાં છાનાં આંસુ અલોપ થતાં, અને દુઃખમાત્રને પોતે ભૂલી જતો.

વડને વાચા નથી, છતાં કવિઓ કહે છે, કે વિરલ—કોઇ બ્રહ્મયોગી જેવો મૂગો બોધ એની પાસેથી મળે છે. ભીખારી પણ, અવાક્‌પણે, ઘણાય તવંગરોને, અધિકારીઓને તથા આમ-વર્ગને લઘુતામાં પ્રભુતાનાં અને પ્રભુનાં દર્શન કદિ કદિ કરાવતો. ધૂનમાં ચડે, ત્યારે પોતે પોતાને ભૂલી જતો; છાનાં આંસુ

અને છૂપાં દુઃખડાંને ભૂલી જતો, લોકવસ્તિને પણ ભૂલી જતોઃ અને ભીખારી જ્યારે બધું ને બધાને ભૂલી જતો, ત્યારે લોકનાં હૃદયમાં એ વધારે રમતો–છતાં લોક એના આત્માને કે જીવનને અદ્દલ પિછાનતા નહિ. એ ઓળખાતો '**ભલો**' ભીખારીને નામે.

**આ**મવર્ગે 'ભલો' શબ્દનો, ભીખારીને ઇલ્કાબ આપ્યો હતો. ગામનો તવંગર ને અધિકારીવર્ગ સરકારી માન–અકરામની કિંમત જાહેરમાં ઝાઝી આંકતો, પણ મનથી તો પ્રજાકીય ઇલ્કાબ–અને તેય વળી 'ભલો'!–એની કિંમત બરાબર સમજતો અને તેથી, ભીખારીના એ નામ માટે વિચિત્ર શંકા ઉદ્ભવતીઃ "પોતે ભલો હશે તેથી જ એનું નામ એવું પડયું હશે, કે તે એની ખીજ કે નામ હશે?"

—**અ**ને એ શંકામાં કાંઇક વજૂદ પણ ખરૂં, **ભ**લો, પ્રાતઃકાળે ગામમાં ટ્હેલ નાખવા નીકળી પડતો, અને ગાતોઃ

"આદમકું ખુદા મત કહો, આદમ ખુદા નહિ,
"લેકીન ખુદાકે નૂરસે, આદમ જુદા નહિ."

અને પછી બોલતો–એક જ બોલઃ–"ભલા કર, ભલા હો જાયગા."

**ચ**કલે ચકલે આવી ટ્હેલ નાખતો ને એમ, સમસ્ત ગામના વાતાવરણમાં પવિત્ર ભાવના ભરતો. આવા એના નિત્યક્રમથી લોકને મ્હોંડે પેલું વાકય રમી રહેતુંઃ "ભલા કર, ભલા હો જાયગા." ટ્હેલ નાખી, એક ચકલું વટાવી, બીજા લતામાં જાય, કે નંખાયલી ટ્હેલવાળી ગલીમાં બુલન્દ રણુકાર રણુકતોઃ 'ભલા કર, ભલા હો જાયગા.' તવંગરો તેથી જ વિચારતા, કે આપરથી તો એનું નામ ભલો નહિ પડયું હોય!



**ભીખ માગવાની** યે જુદી જુદી રીતો હોય છે; બીજા

શબ્દોમાં, એ પણ એક જાતનો ધંધો છે. પૃથ્વીના ગર્ભમાં એવા ઘણાય ભીખારી પાક્યા છે ને પાકે છે, જેની બે આંખો મીંચાયા પછી જ જનતાને માલમ પડે છે, કે એની પાસે કેવો ને કેટલો પૈસો હતો! ભીખારી પણ જુદી જુદી જાતના હોય છે. ભલો ભીખારી એ જાતનો હતો, કે રાજશાહી ઠાઠ ભોગવતા વૈષ્ણવી મહારાજોને પોતે ભીખારી માનતો, મૂડીદારોને લૂંટારૂ માનતો ને રાજા–મહારાજાઓને ધરાર ધાડપાડુ માનતો: સૌને સમ્બોધીને તે બોલતો: ' ભલા કર, ભલા હો જાયગા. '

ભલો, પેટનો ખાડો પૂરવા સારૂ ભીખની જુદી જુદી રીતો અજમાવવાની લપમાં પડતો જ નહિ. એ માનતો :

" જનમ દિયા, જબ દાંત ન થે;
" દાંત દિયા, તબ અન્ન હિ દેંગે : "

—અને બે ટંકનો કણિકો એને રામને નામે મળી રહેતો: 'કીડીને કણ અને હાથીને મણ.' પંખી પશુ કે મનુષ્યપ્રાણી: સર્જનહાર સૌને ભૂખ્યાં ઉઠાડતો; પણ સુવાડતો ભર્યાપેટે. ભલો કેમ ભૂખ્યો રહે ?

ભીખારીની રાવટીથી થોડેક છેટે, ચ્હા, ચેવડો ને પાન-બીડી વેચનારની નાનકડી દુકાન હતી. દુકાનદાર દિલનો દાનો ને દયાળુ હતો. તેને ચ્હા-ચેવડો ને પાન-બીડીનો ધંધો કરતાં કરતાં, એ જ ધન્ધામાં માથે કાગાં શીટીને ધોળાં ઉગ્યાં હતાં; છતાં એ જ રજસ્પ્રધાન ધન્ધામાંથી, માની પણ ન શકાય, એવી શ્રદ્ધા ને સાત્વિકવૃત્તિ નામનું નગદ વિત્ત તે કમાયો હતો. કોઇ અમૃતચોઘડિયે એના દિલમાં એમ જ ઉગેલું, કે પોતે આવા ધન્ધામાંથી બે પૈસા કમાઇને લીલો થયો, તે ભલા ભીખારીને જ પ્રતાપે! કોઇ માને ?

લોક માને કે ન માને તેની તેને પરવા જ નહતી.

બ્હાણું વાય, તે દુકાન ઉઘાડે, ચ્હા માટે સઘડીમાં અંગાર ધીકે, ચ્હા તૈયાર થાય ને તરત, સૌથી પહેલા શુકન, ભીખારીની રાવટીમાં ચ્હા ને ચવાણું મોકલીને કરતો અને સવાર, બપોર ને સાંજ; દિવસમાં ત્રણવાર તે ભીખારીનો આશીર્વાદ મેળવતો ને મોજથી વકરો લાભતો. કેટલીકવાર કોઇ કોઇ ઘરાકનું ધ્યાન, દુકાનદારના આ નિયમક્રમ તરફ જતું ને એને ભીખારી વિષે પૂછવામાં આવતું, ત્યારે તે એટલું જ કહેતો, કે દુકાન કરી, ત્યારનો ભીખારીને અહીં જોઉં છું. એ સિવાય વિશેષ કશી જ માહિતી પોતે આપી શકતો નહિ.



**મા હ મા સ ની** શરીરને ઠારી દે એવી ઠંડીવાળી મોસમ બેઠી હતી: લોક કહેતા, કે લક્કડહીમ પડયું છે. ઘેરેઘેર ઘૂમી વળો; આખો દ્હાડો સઘડી ધીકતી જ હોય. વાયરો એવો વાય, કે આખું અંગ જકડાઇ જાય, હોઠ ફાટી જાય, ત્વચા તતડી ઉઠે, બહાર નીકળવાનું મન ન થાય. ગરમ કપડાંમાં લપેટાઇને પડી રહેવાનું જ રૂચે.

રંક પેલો ભિક્ષુક! એ કોને સાંભરે ? તે ટુંટિયું વાળીને વડના ઝાડતળે, તેના થડને વળગી ઠરી રહ્યો હતો. અંગપર ફાટયુંતૂટયું એક જ પહેરણ, ને સાથળ ઢંકાય એટલી લંગોટી! ઓઢવામાં આભ સિવાય બીજું એની પાસે કશું જ નહિ હોય ? ઠંડીથી જકડાઇ ગયલો ભીખારી, પહેરણ વડે ઢીંચણને ઢાંકવાનો વ્યર્થ પ્રયત્ન કરતો, અને સથરવથર દેહે, પોતાની શુષ્ક આંખો આકાશગમ ફેંકતો, તે થડીઆને વળગીને બેફામ પડયો હતો. વિશાળ જગત્‌માં અને જગત્‌ની ભરવસ્તિમાં બીજે કયાંય એને સ્થાન નહતું

હજુ તો રાતેય ન્હોતી પડી; સાયંકાળ થયો હશે; છતાં

લોકની આવ–જા બિલકૂલ બન્ધ ! ચકલું ય ના ફરકે. ગોરમ્ભાયલા ગગને ચડેલી આંધિથી સર્વત્ર અન્ધકાર, સુનકાર ને વર્ષતી તોફાની પવન લહરીઓનો કર્કશ અવાજ : એટલી જ હિલચાલ હતી. મ્હાની દુકાનવાળો પણ કયારનો ઘેર જઇને જમ્પ્યો હતો.



બ રા બ ર મધરાતે હીમાચળના વાયુનું જોર નરમ પડયું. હીમથી નેવાં નીતરતાં હતાં અને એનો ટમ્ ટમ્ અવાજ થતો હતો. હવે જરાતરા કુતરાંના ભસવાનો અવાજ પણ સંભળાવા લાગ્યો. ભીખારી લોથપોથ થઇને, હતો ત્યાં જ પડી રહ્યો હતો. તે વખતે, લથડીઆં ખાતી કોઇ કંગાલ ને ચિંથરેહાલ બાઇ ભલાની રાવટી તરફ વળતી હતી, પણ ઠેઠ સુધી તે ન આવી શકી. અધવચ્ચે જ લથડિયું ખાધું અને ખાડાટેકરાવાળી જમીનપર તે ફસડાઇ પડી. પડતાં જ તેણે કારમી ચીસ પાડી. ચીસ સાંભળીને ભલો ભાનમાં આવ્યો– તેનામાં ચેતન આવ્યું. તે સફાળો ઉઠયો અને પેલી ભીખારણ જયાં પડી હતી ત્યાં જઇ પહોંચ્યો. તેને બેઠી કરી અને પૂછ્યું :

' કયાં જવું છે ? '

' મરી જવું છે ! ' બાઇ મહાપ્રયત્ને બોલી. એનો દેહ પવનથી કંપતા પીપળાના પાન પેઠે ઠંડીથી ધ્રૂજી રહ્યો હતો. ભુખના દુઃખથી, એનું પેટ ચોંટી ગયું હતું. આંખો ઉંડી ઉતરી ગઇ હતી. બોલવાની કે ચાલવાની જરાય તાકાદ ન મળે ! ભીખારી, ભીખારી હતો–ઢોર તો નહતો જ. તે બાઇના બેહાલ કળી શકયો. એને આશ્વાસન આપતો રાવટીમાં તેડી ગયો.

ભલા પાસે ફાટલી કામળ પડી'તી. તે શીલાપર જ નાખી મૂકતો. જાતે ઓઢવાનું તેને જે ન સાંભર્યું તે હવે સાંભર્યું. ભીખારણને ઠંડી ચડી ગઇ હતી. તેના શરીરપર પેલી કામળ

લપેટી: પણ ભીખારણના શરીરનો ધ્રૂજારો કમી થતો નહતો. ભીખારીના અંગપર હજુ એક ફાટયું તૂટયું પહેરણ રહ્યું હતું. તેય બાઈને શરીરે ચડયું.

પતરાના ટમલરમાં વાસી ચવાણાનો ભૂકો પડયો હતો, તે બાઇને ખાવા ધર્યો. બાઇની પામર આંખો, ભીખારી સામે આભારના ભારથી સહજ નમી, હસી અને મીંચાઈ ગઇ.

નદીનાં પાણીના છબછબીઆ અવાજ સાથે વ્હાણું વાયું. હવે આકાશે ચોકૂખો ઉઘાડ કહાડયો હતો, ઠંડીથી ઠુંઠવાતા દેહે, ચ્હાના દુકાનદારે દુકાન ઉઘાડી. આજ ગરમ મશાલાવાળી ચ્હાની ઘરાકી, દુકાન ઉઘાડતાં જ જામવા માંડી હતી; પણ વકરાને લોભે શુકન વ્હોરવાનું ભૂલે એવો તે ભૂલકણો ન્હોતો. તેણે સૌથી પ્રથમ ચ્હા ને ચવાણું પેલા ભિક્ષુકની રાવટીમાં નોકર સાથે મોકલી આપ્યું; પણ નોકર વીલે મ્હોંડે પાછો ફર્યો! તેણે, દુકાનદાર ભડકી ઉઠે એવી ખેદજનક ખબર સંભળાવી. સાંભરીને ખુદ દુકાનદાર રાવટીએ પહોંચ્યો. ત્યાં તેણે જોયું:

ભલાનાં વસ્ત્રોથી ઢંકાયલી ભીખારણ છતાપાટ પડી હતી અને વડના થડને વળગીને-એ થડની જ હુંફ લેતો ભલો, ચૂડ ભરવીને પડેલા વાસુકી નાગ પેઠ પડયો હતો. એનું માથું લચી પડયું હતું. તેને દુકાનદારે જોરથી ઢંઢોળ્યો, પણ ભલાનું અકડાઇ ગયલું અંગ બરફ કરતાં વધારે શીતળ હતું ને પત્થર જેવું જડ!

"મારૂં વહન ચોમાસાનાં નીરનું નથી; પણ અનાથનાં આંસુથી અને એ આંસુને ચૂમનારાં હૈયાંના હીરનું છે."

પડખે વ્હેતી નદીમાંથી નીકળતો મર્મરધ્વનિ, કિનારાપરની ઠાકોરની મ્હોલાતમાં અને સમસ્ત ગામમાં ઘણીયેવાર ગુંજી રહેતો. એને ઝીલતા હતા-ભલા પેલા ભીખારી જેવા વિરલ મરજીવા.

❧

**તે ચ ન્દ્રિ કા ના** અમૃતસરોવરે ઉભી હતી : આરસની પ્રતિમા જેટલી સ્થિર અને ચેતનહીન ચિત્ર જેવા જડ સ્વરૂપે.

**વા**યુ વાતાં, વૃક્ષપાંદડેથી ઝાકળકણુ વેરાય, તેમ એનાં નીલ લોચનમાંથી ટપકતાં અશ્રુમોતી, ગુલફૂલરંગી મંજુલ ને મુલાયમ ગાલપર જરાક ઝીલાઇ, ચળકી, સરી જતાં હતાં. પ્રખર ગ્રીશ્મના ખરા મધ્યાહ્ને ચંપાતી ઉષ્ણુ લહરી જેવા શ્વાસોચ્છ્વાસે, એનું આખું ય વક્ષઃસ્થળ ધડકી રહ્યું'તું. કોઇ શોખીન છતાં નિર્દય શિકારીના શરથી સારસ વીંધાઇ જતાં, સારસી કેવી ફફડી ઉઠે ? એમ, ટળવળતું એનું હતાશ હૈયું ફફડી રહ્યું'તું. મલયાનિલની સુગન્ધવાહી મન્દ લહરી એની અલકલટોને રમાડે કે રજતસાડીને ચૂમે, ત્યારે રોજ તો એ રમણકેલિ એને બહુ વ્હાલી લાગતી—આજ એ હુંફાળ હુંફથી જાણે દાઝતી ન હોય, એમ જળતા જિગરે એની આંખો ને પાંખો નરાતાર નિસ્તેજ લાગતી. એવી તે અપ્સરા, ચન્દ્રિકાને અમૃતઆરે ઉભી હતી : આરસની પ્રતિમા જેટલી સ્થિર અને ચેતનહીન ચિત્ર જેવા જડદિદારે.

**તે** નન્દનવનના નાકની નથની હતી. અમરગણુ ઉચ્ચારતો : " એ તો અમૃતપુરના માનસનું અણુવીંધ્યું મોતી ! " એનાં નૃત્ય—સંગીત ન હોય, ત્યારે સારૂંયે સુરસદન સૂનું—સૂનું લાગે ! એના જ નૃત્ય–સંગીતને ચારુ ચોઘડિયે, આખો ઇન્દ્રદરબાર ચિકાર હોય ! પણ આજ એનું નૂર નન્દવાયું હતું. કોઇ કાળચોઘડિયે થએલા અક્ષંતવ્ય અપરાધસર એ કિન્નરકંઠીપર ઇન્દ્રરાજા રૂઠયા હતા અને એને શાપ દઇ, અમરાપુરીમાંથી હડસેલી મૂકી હતી : શાપિત અપ્સરાને ભોગે, ભર્યું ગાન્ધર્વનગર ગમગિન ભાસતું—દિશાઓ થંભી ભાસતી : પ્રકૃતિસાન્દર્ય થંભ્યું

ભાસતું : બ્રહ્માન્ડનાં વિકાસક્રમવાળાં બધાં જ તત્વો જાણે થંભ્યાં ભાસતાં ! એકલી ને અટૂલી, મ્લાન મુખડે ને નિસ્તેજ લોચને, તે ચન્દ્રિકાના સૂના સરોવરે ઊભી હતી: આરસપ્રતિમા જેટલી સ્થિર અને ચેતનહીન ચિત્ર જેવા જડ જિગરે.

**તે** અક્ષયપાત્ર ઇચ્છતી—શાપના ઉતારની ક્ષુધા ટાળવા; તે એવું અમૃત વાંચ્છતી, જે વડે શાપના ઉતારની તૃષા છીપાય; તે એવો જ્વલંત જ્યોતિ ઝંખતી, જે વડે એના શુન્ય હૃદયનો અન્ધકાર ભેદાય; તેનાં આશાતુર નયણાં એવી જડીબુટ્ટી શોધી રહ્યાં'તાં, જે વડે મૂળ સ્થાન અને માનને પોતે પામે : પણ હવે સ્વર્ગવિહારથી વંચિત થએલી એ અપ્સરા વાસ્તે, આજ એવું સુકોમળ સવાર ન્હોતું ઉઘડયું, જ્યારે આશાની અમરવેલ અંકુરિત થાય છે : તે રાત્રિકાળ હતો, જ્યારે પ્રફુલ્લ સૂર્યમુખી વીલાઇ જાય છે ! અત્યારે એને મન, બ્રહ્માન્ડમાત્ર મહાનળમાં સળગી જતું જણાતું.

—છતાં, સળગતા વડવાનળવાળા સમુદ્રના જળપ્રદેશપરથી જ હુંફાળ ને શીતળ સમીરણ વાય છે ને ! અંગના ઝખ્મી અવયવપર વ્હાલા આશકની ફૂંક, માશુકને કેવી મિઠ્ઠી લાગે ! દાઝેલા દિદારપર, ઉડતાં પરિન્દાંની પાંખોનો વિંજનવાયુ કેવો વ્હાલો લાગે ! દશે દિશાએ સૂનકાર અનુભવતી નિરાધાર એ શાપિત અપ્સરાએ, એવો મિઠ્ઠો ને વ્હાલો શબ્દપડઘો સાંભળ્યો—ઉભી હતી તે અમૃતસરોવરના જ ઉદરમાંથી : બોલનાર જળદેવીને અંકે લ્હેરિયાં લેતો, એના સૌભાગ્યચન્દ્રશો કોઇ ગાન્ધર્વકુમાર હતો. તેણે કહ્યું : " શાપના ઉતારનો એક જ ઇલાજ અવશિષ્ટ છે; ઇન્દ્રનાથ ઇન્દ્રને, 'વ્હાલામાં વ્હાલી લાગે' એવી વસ્તુ, મહીતળમાંથી મેળવીને મહારાજને ચરણે નઝર કર. "

—શબ્દપડઘો વિરમી ગયો અને અપ્સરા પડી—' ભૂલા

પડેલા નક્ષત્ર સમી, વાદળાંથી વિખૂટી પડેલી વિજળી પેઠે,' સ્વર્ગલોકમાંથી ઉતરીને, આલોકના ભવસાગરમાં ખૂડી અને ઇન્દ્રનાય ઇન્દ્રને વ્હાલી લાગે એવી વસ્તુ વાસ્તે વલખાં મારતી ભવાટવિમાં ભમવા લાગી.

૧

## શહીદનું શોણિતબિન્દુ

**તે જઈ પડી**—સૌન્દર્ય અને ભોગવિલાસની પ્રાચીન ભોમકા—ગ્રીસ—રોમમાં. એ કાળે, ત્યાં શોખને ખાતર કરપીણ કુસ્તી ખેલાતી: સાદી મલ્લકુસ્તી નહીં, મદઝરતા માતંગોની સાઠમારીએ નહિ; સ્પેનમાં ખેલાય છે એવી, મર્દ અને સાંઢ વચ્ચેનાં દ્વંદ્વ પણ નહિ—તે હતાં ગ્લેડીએટર્સને નામે ખેલાતાં માનવમેધનાં અકાંડતાંડવ. કૃષિકારને દાતરડા વડે ઘાસ કાપતાં જેવો આનન્દ થાય તેથી વધારે વિનોદ, ત્યાંના પ્રેક્ષકોને, માનવી—માનવી વચ્ચેની કાળકુસ્તીને અંતે એકબીજાના પ્રાણને પરલોક પહોંચતાં જોવામાં મળતો!

શું રંક કે શું રાય; અમીર ને ફકીર—એ તાંડવલીલા જોવામાં સૌ તન્મય થાય! માતબર કુટુમ્બો પણ, દીપજ્યોતિમાં હોમાઇ જતાં પતંગીઆં પેઠે નરમેધની હરિફાઇમાં ઉતરીને હોમાઇ જાય. જીવનની, એ મહામોજ મનાય! પ્રેક્ષકો તરફથી તેમને પૂરતું પ્રોત્સાહન મળે અને આ આસુરી યુદ્ધ—કુસ્તીનાં દર્શન—ખેલનની સગવડ સારૂ ખુદ રાજા એમ્ફિથએટર્સ બન્ધાવી આપી જનતાની વાહવાહ ઝીલે. આમ, માનવપ્રાણીનો સંહાર થાય!

—અને એ કતલખાનાં કયારે કયારે મંડાય? કોઇ મહાપુરુષના મૃત્યુ નિમિત્તે મંડાય, માન—હોદ્દાની ખુશાલીમાં મંડાય, ધન્ધાની

જાહિરાત ખાતર મંડાય, સામાજિક વાર તહેવાર કે ઉત્સવ પર્વે મંડાય; અને માનવપ્રાણીનો કચ્ચરઘાણ નીકળી જાય!

તૂટતાં કે હવા ખૂટતાં, હવાઇ વિમાન અજાણ્યે સ્થળે ઉતરી પડે. તેમ સ્વર્ગની શાપિત અપ્સરા અહીં એવે સ્થળે ઉતરી પડી હતી, જ્યાં ગન્ધાતા શોણિતથી "સૌન્દર્ય ભોમકા" દૂષિત બની હતી. જેના દૃશ્યને જોતાં જ એનાં નયનકમળ બીડાઇ જતાં: એનું હૃદયકમળ ધ્રૂજી ઉઠતું: એના મુખ-કમળમાંથી કારમી 'આહ!' નીકળી જતી. તે જોતી, કે આ અઘોર કત્લ, કોઇ સતીના શિયળ સંરક્ષણ માટે ન્હોતી થતી, તે કોઇ પ્રેમીયુગલનાં આત્મતર્પણ ન્હોતાં; ન્હોતાં એ વિશેષ સત્તા જમાવવા શાસકે આદરેલાં લશ્કરી યુદ્ધ કે ન્હોતી એ મહીતળના મુલ્ક જીતવા થતી ખૂનખાર લડાઇ: માનવી–માનવીના રૂધીર ખેલનની, એ રસલ્હાણ હતી કેવળ આપવડાઇના દાનવી આનન્દને પરિતોષતો સ્વચ્છન્દ!

અપ્સરા થથરી ગઇ, એના પુલક પુલકે ધ્રૂજારી છૂટી: અન્યને અગોચર એવી તે અપ્સરા નાઠી, કશા પણ નિશ્ચિત સંકેતસ્થાનનો વિચાર કર્યા વગર, એનાં પદ્મપોયણાં જે પન્થે લઇ જાય તે દિશાએ ચાલી. તે ગ્રીસ દેશના છેક છેડે પહોંચી, જ્યાં ભગવાન ઇશુ ખ્રિસ્તના એક અનન્ય ભક્તનો નિવાસ હતો. અપ્સરાનો સૂક્ષ્મદેહ એ સાધુની કુટીરમાં જઇ ભરાયો– છિદ્રવાટે પ્રવેશતા સૂર્યકિરણ પેઠે:

સાધુના જીવનની, તે એક વિરલ ક્ષણ હતી: જેણે એની દૃષ્ટિને આબાદ ઉઘડાવી હતી. ઉગતા સન્ધ્યાકાળે આકાશગમ દૃષ્ટિપાત કરતાં જ તેણે જોયું, કે પૃથ્વીના ગર્ભમાંથી ધિકતા જ્વાળામુખીનો જાણે લાવા રસ ન ઉછળી રહ્યો હોય, એમ જગત્ રૂધીર વર્ણે રંગાઇ જાય છે! સાધુની આંખે અન્ધારાં

આવ્યાં. એની નજર આગળથી તરેહવાર દશ્યો પસાર થયાં—આસુરી શોખ ખાતર સંહાર—કરપીણુ કત્લ—ખૂનામરકી—શોણિતની નીકોમાં નાચતાં મર્ત્ય માનવીનાં શબ-નાવડાં! સાધુના રોંમે રોંમે ગેબી શબ્દારવ ગુંજી રહ્યો—" રોમનું પતન થાય છે; જતી, એનું જતન કરવા શહીદ થા."

તે ઇશ્વરી આદેશ હતો. સાધુ ઉઠયો, સજ્જ થયો. આથમતા સૂર્યની દિશામાં મોં ફેરવી ચાલ્યો—ખીણુ કોતરો ને ભેખડ-ખાઇ વટાવતો સાધુ ચાલ્યો, આગળ ને આગળ : સો—સો સૂર્યોદય પછી તે રોમપ્રદેશમાં પહોંચ્યો : સૂક્ષ્મદેહે પેલી શાપિત અપ્સરા એની પછવાડે જ હતી-પડછાયા પેઠે.

તે એવા સ્થાનપર જઇ પહોંચ્યો, જે નરમેધ માટેનું સંગ્રામક્ષેત્ર હતું. યુદ્ધ માટે ગ્લેડીએટર્સ ધસ્યા જતા હતા અને એંસી હજાર ખ્રિસ્તિઓ, માણુસ-માણુસનું ખૂન કરે, તે જોવા સારૂ પ્રસન્ન વદને બેઠા હતા !

હરિફોની શોણિતતરસી તલ્વારો ઉછળી, પરસ્પર ટીચાઇ અને તેજ ક્ષણે, 'ખામોશ' શબ્દનો પ્રચન્ડ નાદ પાડતો સાધુ કૂદીને એમની વચ્ચે જઇ પડયો. આશીર્વાદ દેવા જ સર્જાયલા એના હસ્ત ઊંચા થયા અને સમુદ્રની ધીર ગંભીરતાથી તેણે પડકાર કર્યો : " થોભો, માનવજીવનના કલ્યાણુ ખાતર જેણે પોતાના જાનની કુરબાની કીધી છે, તે ભગવાન ઇશુખ્રિસ્તને નામે કહું છું કે ખામોશ ! "

સાંભળીને ક્ષણેક તો શાંતિ પથરાઇ; પણુ તરત જ પાછો વિકૃત ને મલિન વાયુ વાયો. સર્પોનું અરણ્ય ફૂંફાડા મારતું હોય તેમ, આ જંગ જોનાર જંગી માનવમેદનીએ સાધુને

અવગણ્યો—નહિ, પોતાના આનન્દની વચ્ચે આવનાર સાધુ સામે, મર્યાદા મૂકતા સાગર જેવી ઘોર ગર્જના થઇ; માત્ર ગર્જના નહિ, તેનાપર પત્થરનો વર્ષાદ વર્ષ્યો, કાતિલ હથિયારોના પ્રહાર પડયા : વૃદ્ધ સાધુ, અવિચળ મેરૂ પેઠે અડોલ ઊભો રહી, નજરને નીચી ઢાળી, પડતા માર—પ્રહારને ઝીલતો, ત્યાંજ શહીદ થયો...

અપ્સરાનો આત્મા ગુંજી ઉઠયો : સાધુનું આ મોત ન કહેવાય; ત્યારે આપઘાત ? નહિ : પાગલપણાનું પરિણામ ? નહિ : સકામ ભાવના ખાતરનો ભોગ ? એ પણ નહિ: સમસ્ત જનતાના કલ્યાણ કાજે કુરબાની—સ્વાર્પણ—દેહોત્સર્ગ...” અને પછી, અપ્સરા, શહીદ સાધુનું અંતિમ શોણિતબિન્દુ લઇને સ્વર્ગવાટે સંચરી.

“પ્રભો, મર્ત્યભોમના એક શહીદ સાધુના શોણિતનું અંતિમ બિન્દુ સ્વીકારશો ? આપને આ ભેટ, વ્હાલામાં વ્હાલી લાગશે એમ માનીને લાવી છું.” કહીને, અપ્સરા અપરાધની મુક્તિ વાંચ્છતી નત્ મસ્તકે ઊભી રહી.

વાયુની મન્દ લહરી સાથે, ઉઘડતા સૂર્યના પ્રભાતરશ્મિથી, બીડાયલા કમળની પાંખડી આસ્તેથી ઉઘડવા માંડે, તેમ અપ્સરાના અણમોલ નઝરાણાને જોઇ ઇન્દ્રનાં પોપચાં ઉઘડયાં. નજર ત્યાં જ ઠરી રહી; મુખ લગીર મલકયું. તે એ શોણિતબિન્દુ હતાં, જેના શહીદ થયા પછી રોમન પ્રજામાં માનવ—સંહારિણી મલ્લકુસ્તી નરદમ નાબુદ થઇ હતી—બોધના મહાબોધ ન કરી શકે એવી જાદુઇ અસરથી સમસ્ત રોમન પ્રજાના જીવનને તેણે જીવવાયોગ્ય બનાવ્યાં હતાં. એ શોણિતબિન્દુને ઇન્દ્રભવનમાં સન્માનપૂર્વક સ્થાન મળ્યું; છતાં

શાપિત અપ્સરાને મુક્તિ તો ન જ મળી! એનો જીવાત્મા, પાછો પૃથ્વીપટે પરિભ્રમણ કરવા લાગ્યો.

## ૨

## આશકનાં અશ્રુબિન્દુ

**અ પ્સ રા,** હવે મિસરની રણવાટ વીંધીને તેની મનોહર હરિયાળીમાં વિહરતી હતી-નીલ નદીને આરે. કદિક પરમ આહ્લાદક પ્રકૃતિસૌન્દર્યને પીતી; કદિક વૃક્ષરાજિની કમનીય કુંજમાં લપ્પાઇ જતી; કદિક મધુરમંજુલ ફૂલપુંજમાં દટાઈ જઇ, પેલી "વ્હાલામાં વ્હાલી વસ્તુ"ને શોધતી; કદિક વનલીલામાં મંત્રમુગ્ધ થતી; કદિક નીલ નદીમાં ન્હાવા ઉતરી કાચનિર્મળ જળ સાથે ક્રીડા કરતી—શાપિત અપ્સરા, એમ એનું એકાકી જીવન નિર્ગમન કરતી: ને જેને એ ઝંખતી, તે વાસ્તે વલખાં મારતી.

તે એક સ્મરણીય દિવસ હતો, જ્યારે પ્રભાતના પહેલા કિરણે, બીડાયલા કમળદળનું પોપચું ઉઘડતુ હતું: અંકુરિત ફૂલની લીલી ટશરો ખીલવા માંડતી હતી: પાંખેપાંખ બીડીને સૂતેલાં બુલબુલ જાગીને મિઠ્ઠો ટહૂકો ગુલબાગમાં પૂરી રહ્યાં'તાં: ત્યારે—અને તે જ ક્ષણે, દિગન્તને ભેદીને, દૂર દૂરથી સરતી મધુર સૂરાવલિ અપ્સરાએ સાંભળી:

"બૂરી હય ઈશ્કકી મંઝીલ, ન હરગીઝ ભૂલ કર જાના,
"કદમ ઈસ્મે રખતા હય, બના શવદા હિ દિવાના!"

અને વૃક્ષરાજિના વાતાવરણમાં પડઘો વિલીન થયો.

**આફ્**તાબે પોતાના ઉદય માટે જે દિશા પસન્દ કરી છે, તે દિશામાંથી એ મધુર સરોદ ગુંજતો હતો. મિસરના મહા-

રણુ પગથારે એક પીરમર્દ મુર્શિદની મઢુલી હતી; જ્યાં અલ્લાહની બંદગીના શાન્તિમય વાતાવરણુ સિવાય બીજી કોઇ ચીઝ ન મળે ! આજ એની મઢુલીમાં, અલ્લાહને બદલે ઇશ્ક-દર્દના હરફ ઉચ્ચારાતા હતા અને રણુના સુક્કા વાયુએ તે હરફ શાપિત અપ્સરાના ઠેઠ મર્મસ્થાન સુધી પહોંચાડયા હતા.

મુર્શિદ પાસે એક ચેલો હતો. એનું નામ યુસુફ. યુસુફનું પૂર્વ જીવન અદ્દલ બીલ્વમંગળની બરાબરીમાં ઉતરે એવું જ: પણુ હવે એનો ઇશ્કેમિજાજીનો નશો ઉતરી ગયો હતો અને અલ્લાહના ઑલિયા જેવા મુર્શિદના પારસસ્પર્શથી, તે ઇશ્કેહકીકીનો પાક પૂજારી બન્યો હતો—પરવરદિગારની બન્દગી કરતાં કરતાં ખુદાનો બન્દો બનવાને લગભગ લાયક થયો હતો. પેલા સ્મરણીય પ્રભાતકાળે, જ્યારે નવાં ફૂલ અંકુરિત થયાં ત્યારે, પ્રાણીમાત્ર માટે દુવા પોકારતા તેના દિલમાં આશાનો નવો ફણુગો ફૂટયો. તેણે વિચાર્યું : " મુર્શિદ કહે છે, કે આ જીવનમાંથી વિષયવાસનાની વેલી વીલાઇ ગઇ છે અને મન, પાક આદમજાતને જેબ આપનાર ફૂલ સરખું નિર્મળ થયું છે; તો એકવારની મારી પ્રિય માશુક, જે હજુય તેના હુસ્નને હર્રાજ કરતી હશે અને ઇશ્કના વિલાસપાશમાં જકડાઇ જતી હશે તે ઝુલેખાંનો ઉદ્ધાર કાં ન કરૂં ? તેણે મુર્શિદની રજા માગી. તે મળી—" બુરી હય ઇશ્કકી મંઝિલ..." સાવધાનીની એ સંજ્ઞા સાથે.

પાક યુસુફનાં પરિયાણુ થયાં પોતાની પૂર્વકાળની મનમોહક માશુક ઝુલેખાંના આત્મોદ્ધાર માટે; પણુ ઝુલેખાં ? એ પરિસૂરત નાઝનીં રસરમણામાં એટલી લદ્દુ હતી, કે તેના જિગરમાંથી યુસુફનું સ્મરણુ સુદ્ધાં ભૂંસાઇ ગયું હતું ! જેના હુસ્નમાં પતંગિયાં મિસાલ હજારો શૌકીન જીવડાઓ ખાક

થઇ જવામાં જીવનની ખરી ખયરાત માનતા ! જેના દિદારનાં દર્શન ખાતર અબજોની દૌલત ફના થઇ જતી ! જેની અલકલટની બોસા લેનાર બડો કિસ્મતી ગણાતો ! જેનાં સંગીત ને નૃત્ય માટે મહેફીલ જામે, ત્યારે ત્યાં બેઠક લેવામાં અમીર–ઉમરાવો વચ્ચે ભારે રસાકસી ચાલતી અને આલાપ–તાલની પ્રત્યેક હલકે ‘ આફરીન–મરહબા ’ પોકારતો પ્રેક્ષક–સમુહ છેક પાગલ બની જઇ, ઝુલેખાંને અડપલું કરવા જતાં, તેની લાત કે તમાચો ખાય તો તે રીતેય, એ બેનમૂન બુલબુલના સ્પર્શની મિઠ્ઠી મોજ માણવાની તક મળી, એમ માનીને ખુશહાલ દિલને બહલાવી મૂકતો ! ઝુલેખાંનો કામણ–કટાક્ષ નહિ મેળવનાર કોઇ ઇશ્કી ગમખ્વાર બની આપઘાત કરે, ત્યારે તે તરફ તીરછી એક નજર ફેંકી પોતે મદમસ્ત મુખડે લગીર હસી લેતી ! યુસુફને, એવી વિલાસપુતળીના જીવનને આજ ખુદાઇ નૂરથી ઉજાળવાની તમન્ના લાગી હતી.

પાક કલામો પઢી, મુર્શિદની દુવા લઇ, યુસુફે ઝુલેખાંના ક્રીડાભવનની કેડી લીધી, અને એક જુમ્માને દિન તે એ જગાએ આવી પહોંચ્યો, જ્યાં ખીલતી ચાંદનીના પૂરબ્હારમાં વિહરતાં પોતે ઝુલેખાંના મુખની ગઝલ સાંભળવામાં તથા તેના સીનાપર સર મૂકી ઇશ્ક પીવામાં મશગુલ થતો. યુસુફ, પૂર્વસ્મૃતિ તાજી થતાં ક્ષણેક ત્યાં થંભ્યો, અને “જલ્લાદની છૂરી, આવાં ભૂતપૂર્વ સ્મરણોપર ફરી શકતી હત તો !” કહી, સ્મિત કરતો આગળ ચાલ્યો.

યુસુફને એક જૂનો દોસ્ત હતો. એનું નામ ઉમર. ઉમરની માર્ફત ઝુલેખાંની એને મુલાકાત થઇ. યુસુફ, ઝુલેખાંના કુશાદે ક્રીડાભવનમાં દાખલ થતાં જ દિગ્મૂઢ બની ગયો ! ઝુલેખાં મિસરી કારિગરીના ઝૂલે ઝૂલતી હતી અને એના ગુલબદનપર

બહુમૂલ્ય જવાહીર ઝુલતાં હતાં. બાજુપર બેઠેલી બાંદી, એના મુખમાં ઇસ્તંબોલી અંગુર મૂકતી હતી અને બડી મૌજથી, મસ્ત નાઝનીં બેપરવા બેઠી બેઠી અંગુરને વાગોળતી હતી.

યુસુફ દિવાનખાનામાં દાખલ થયો. તેને હંસ જેવી ગરદન જરા ઝુકાવીને ઝુલેખાંએ આવકાર આપ્યો–પણ તરત જ, એ પાગલ–પામર આદમીને જોઇ એનો હીંચાતો ઝુલો થંભી ગયો. ઝુલેખાં, યુસુફની સામે મીટ માંડી તેન ક્ષણો પર્યંત જોઇ રહી. તે યુસુફને અદ્દલ પિછાની શકી ના–અથવા પિછાન્યો હોય, તો બુદ્ધિથી તે છેતરાતી હોય એમ લાગ્યું.

" પિછાની શકે છે, ઝુલેખાં ?" ઇરાની ગાલીચાપર બેસીને યુસુફે હરફ ઉચ્ચાર્યા. ઝુલેખાંને અવાજ પરિચિત લાગ્યો.

" યુસુફ ? તું ? આ લેબાશમાં ! ! " ઝુલેખાંના જિગરમાં અકથ્ય તાજુબી રમી રહી.

" હા; ઝુલેખાં, હું યુસુફ અને આ લેબાશમાં." કહીને તેણે ઝુલેખાં સામે દૃષ્ટિનું શરસંધાન એવું કર્યું, કે સારાય મિસરને હથેળીમાં નચાવનાર એ પરીસુરત પુતળી, મીણના પુતળા પેઠ ગોયા ગળી જતી લાગી ! ઝુલેખાં, એનાં ચશ્મથી ઝરતા ખુદાઇ નૂરમાં અંજાઇ જવા લાગી. તે ઉઠી. ઇશારતમાત્રથી બાંદી બહાર ચાલી ગઇ. ઝુલેખાં યુસુફની પાસે આવીને બેઠી : યુસુફના સીનાપર, મુલાયમ હાથની મેંદીરંગીત હથેળી ફેરવતી, નયનમાં નયન મિલાવવાનો મિથ્યા પ્રયત્ન કરતી અને લબ્ઝપર યુસુફ પાસેથી બોસાની અવાફ યાચના કરતી દર્દભર્યા દિલે બોલી : " જાને જિગર ! પ્યારા યુસુફ, બોલ, શી મુરાદ છે ?" અને યુસુફની ચૂમી સિવાયનું મસ્તક નીચું નમાવી રહી.

" મુરાદ બર આવશે ? ઝુલેખાં ! "

" બેશક, યુસુફ ! તને ચાહું છું–જિગરના બુન્દેબુન્દથી..."

" આવો બેહાલ દિદાર છતાં ? "

" કાં નહિ ? " યુસુફને કદમબોસી કરતાં ઝુલેખાં બોલી : " મારા દિલબર, તું બેહાલ દિદારમાં ય કેવો સુન્દર લાગે છે ! "

" ને તું તારા દિદારપરથી આ કસબી અંબર કહાડી નાખે, મોતીની માળા, નાકની નથની, કાનનાં યરિંગ, કટિનો કંદોરો, હાથની પ્હોંચી, અલકલટે ઝુલતું ફૂલ–બધું ફગાવી દે તો કેવી લાગે ? " યુસુફે ઝુલેખાંના હાથપર અમીભરી હથેળી પંપાળતાં પૂછ્યું.

" બિલકુલ બદસૂરત, યુસુફ ! તારા કંગાલ દિદારમાં જે ઝલક જોઉં છું, એવું લવપણ આકર્ષણ પછી ન રહે. " ઝુલેખાંએ કટાક્ષ ફેંકયો, પણ યુસુફનું પોપચું ય ફરકયું નહિ. તે મ્હાત થઇ.

" માન કે આ રૂપ અને રૂપને રૂપાળું રાખનાર આભરણ ખુદાની ખફા નજરથી ફના થઇ જાય તો પછી તારા શા હાલ થાય ? મને કહે, ઝુલેખાં, તારી વેણીમાં ગુંથાયલું આજનું આ ફૂલ કાલે કરમાશે કે નહિ ? કરમાયા પછી તેને ફેંકી દઇશ કે રાખી મૂકીશ ? એ ફૂલ સાથે, આજના તારા ગુલબદન વિષે આવતી કાલનો વિચાર કર્યો છે કદી ? "

ઝુલેખાં ચૂપ રહી. એના તન–બદનમાં આગના તણખા ઉડવા લાગ્યા. યુસુફે અધુરી વાત પૂરી કરવા માંડી :– " બારબાર વર્ષના વિયોગ પછી આજ તારી પાસે આવ્યો છું– કંગાલ દિદારે; છતાં તું કહે છે કે એ કંગાલ દિદારની અન્દરના સુન્દર નૂરથી આ દેહ દીપી રહ્યો છે. ઝુલેખાં, તને ચાહું છું અને

તેથી જ, મારા જેવું અનસ્ત નૂર તને વરે એમ ઇચ્છી રહ્યો છું; બોલ, કબૂલ છે ?"

ઝુલેખાંએ પોપચાં ઢાળી અનુમતિ દર્શાવી. યુસુફે ઇલાજ બતાવ્યો: "તો ખુદાના બેવફા ઇશ્કાની મ્હોબતનો મોહ ભૂલવો પડશે અને અલ્લાહના પાક કદમોમાં પેશ થવું પડશે: વૈભવ, વિલાસ, ભોગ, ઠાઠ, જરઝવેરાત, બધું જલાવી દેવું પડશે."

* * *

બીલ્વમંગળનો ઉદ્ધાર એક નાચિઝ નાજનીને કર્યો હતો; આજ ઝુલેખાંનો ઉદ્ધાર, પૂર્વજીવનના બીલ્વમંગળ જેવા–પણ હવે ખુદાના બન્દા–યુસુફે કર્યો. ઝુલેખાં હવે શાન્ત એકાન્ત સ્થાન સેવતી હતી અને માત્ર સાદા–શ્વેત વસ્ત્રે અલ્લાહની બન્દગીમાં મશગુલ બની, દુનિયાની ફાની સુલતાનીપર લ્યાનત વર્ષાવતી વૈરાગ્યમસ્ત રહેતી. યુસુફ બીજી નાપાક જાતના જીવનોદ્ધાર માટે પરિભ્રમણ કર્યા કરતો: પરંતુ એના જિગરના નાનકડા ખુણામાં ઝુલેખાં પ્રત્યેના માનુષી પ્યારનું શેષ બુન્દ ઠરી રહ્યું હતું. તેણે જીર્ણ હવસના ઝેરી કીડાને જાગ્રત કર્યો. ફરી એકવાર–બસ્સ, એક જ વાર ઝુલેખાંના હૈયાની હૂંફની એને તમન્ના જાગી! તેના રો'મેરો'મમાં, એ જ ઝુલેખાંના સૂરીલા કંઠથી ગવાયલી શાએર ગુંજી રહી:

"હોતા અગર ન દિલ, તો મહોબ્બત ભી ન હોતી;
"હોતી ન મહોબ્બત, તો આફત ભી ન હોતી!"

તે ચાલ્યો–ઝુલેખાં જે મઠમાં ફકીરી જીવન જીવતી હતી તે તરફ. એ વખતે આફતાબ, આસ્માનમાં ડૂબતો હતો, અને

રક્તસુરખીથી જગત્ ઝંખવાતું હતું. મઠમાં પ્રવેશતાં જ તેણે જોયું, કે મૃત્યુને બિછાને પડેલી ઝુલેખાંના છેલ્લા શ્વાસ ખેંચાતા હતા ! તે દોડયો. ખુદાના પાક કદમોમાં પેશ થવાની અણી વખતે જ ઝુલેખાંને વળગી પડયો:

' યુસુફ ! મને ઉદ્ધારનારની જ આંખમાં વિકાર ? આટલી મુદ્દતે ? તું જા: અડકીને આ પાક દિલને અભડાવતો ના: આપણે મળીશું–બેહિસ્તમાં. " એવો મૂકભાવ ભણતી ઝુલેખાંની આંખો, ક્ષણભર યુસુફને જોઇ રહી અને પછી હમેશને વાસ્તે મીંચાઇ ગઇ.

—અને યુસુફના જિગરમાં પેલા વિકારી હવસનું જે બિન્દુ ઠરી રહ્યું હતું, તે અશ્રુના રૂપાન્તરે આંખવાટે ટપક્યું. હવે તેનામાં અશુદ્ધિનું બુન્દ રહ્યું જ નહિ. તેણે નિર્મળ ભાવે ઉંડો એક નિ:શ્વાસ નાખ્યો.

પ્રભુને ભેટ કરવાયોગ્ય આશકના એ વિશુદ્ધ નિ:શ્વાસ–પ્રસાદને ઝીલતી અપ્સરાએ ઉલ્લાસભર સ્વર્ગારોહણ કર્યું. પણ હજુય એને વાસ્તે નિષ્ફળતા જ નિર્માણ હતી !

૩

## નિ:સ્વાર્થ દાનનું પરમ દૈવત

**જીવનનાં** બબ્બે અણમોલ જવાહીરને નઝરાણે પણ, અપ્સરા ઇન્દ્રની કૃપાપાત્ર ન થઇ, ત્યારે ત્રીજીવાર તેને આલોકમાં અવતરવું પડયું. હવે, રોમની તે વિલાસભૂમિ નહતી, કે મિસરની વિહારવાટિકા નહતી; અપ્સરા જે પ્રદેશમાં ઉતરી હતી, તે પૂર્વપ્રદેશ હતો, અને ભગવાન બુદ્ધના પાદપદ્મ પતિતપાવન મનાતો. અહીં દયા, ક્ષમા તથા શાન્તિનાં સનાતન

તત્વોનો પ્રચાર અને સમષ્ટિ પ્રેમનો પ્રાદુર્ભાવ થતો. જ્યાં પશુવધનો જ પ્રતિબન્ધ હોય, ત્યાં રામ જેવા નરમેધ તો થાય જ શાના? જ્યાં સમષ્ટિપ્રેમનાં જ સામ્રાજ્ય પ્રવર્તતાં હોય ત્યાં મિસરના ઇશ્કેમિજાજી સત્વની મગદૂર છે, કે પોતાનો ઓછાયો સરખો પાડી શકે! અપ્સરા આવી ભૂમિમાં ઉતરી હતી.

અપ્સરાનો જે નગરીમાં નિવાસ હતો, એનું નામ શ્રાવસ્તિનગર. પતાઇરાઓળના શાસનકાળની ધનસમૃદ્ધિનાં વર્ણન વાંચ્યાં છે ને? આ નગરીનો લક્ષ્મીવૈભવ એવો હતો.

પૃથ્વીનું પોપચું હમણાં જ ઉઘડતું હતું. પ્રાતઃકાળનો નિર્મળ વાયુ, મ્હોટમ્હોટી મ્હોલાતોમાં પોઢેલાં સુખી કુટુમ્બોને સ્પર્શી, છેક હમણાં જ જાગ્રત કરવા મથતો હતો. સૂર્યે તેની સોનેરી કિરણ–કેશાવલિમાંથી મન્દ–અતિમન્દ ઉઘાડ ખંખેરવા માંડયો હતો. હજુ પ્હરોડ નહિ થયું હોય, એવા ભ્રમથી, ઉદ્યાનપંખેરુ, માળામાંથી ધી...મા ધી...મા સૂરટહૂકે જાગતાં હતાં. જગત્ ઘટમાળમાં ગુંથાયું નહતું, દિવસ ગડમથલમાં પરોવાયો નહતોઃ પાંખો ફફડાવતી નિદ્રા ઉડી ગઇ હતી, પણ છાનીછપની છૂપાઇ રહેલી તન્દ્રાવસ્થાએ જીવનસ્ફૂર્તિને જાણે જકડી રાખી હોય એમ નગર શાન્ત લાગતું.

તે વખતે નગરચોક વચ્ચે, બૌદ્ધભિક્ષુકનો બુલન્દ બોલ રણકી ઉઠયોઃ " ભગવાન ગૌતમબુદ્ધ માટે ભિક્ષા આપો–નગરજનો, વસ્ત્રદાન કરો." અને, સંગીત વિરમ્યા પછી તેનાં આન્દોલનો વાતાવરણમાં ઝીલાય, તેમ ભિક્ષાનો બોલ માનવીનાં મન્દિરોમાં રમી રહ્યો; પણ ભિક્ષુકને પ્રત્યુત્તર ન મળ્યોઃ જોઇતું દાન ન મળવાથી પુનઃ તેણે પડછન્દ પાડયોઃ "વૃષ્ટિ વાસ્તે વાદળાં ખપી જાય છે, હીર વાસ્તે કોશેટા કુરબાની કરે

છે, પ્રકાશ દેવા બત્તી જળી જાય છે; દયાનિધાન બુદ્ધદેવને નામે બોલ નાખું છું; માગ્યું દાન દ્યો.”

—અને જનતા જાગી. તન્દ્રાવસ્થા તરફડિયાં મારતી ભાગી ગઈ. લોકચક્ષુએ ઉગતા નવતર દિવસનાં ચેતન પીધાં: પ્રાણે પ્રાણે, પ્રાતઃકાળના ભિક્ષુકબોલમાંથી વિધવિધ પ્રેરણા ઝીલી. દાન દેવા, દાનવીરોના સાગર ઉલટયો.

એકે દાન ધર્યું, ન દેવાય તો ખોટું દેખાય એ ભાવથી; બીજાએ દાન ધર્યું–હીરામાણેક આદિ રત્નોનું–એમ માનીને કે પોતાના મોભાની શોભા ત્યારે જ વધે: ત્રીજાએ દાન ધર્યું, શિષ્ટાચાર ખાતર; ચોથાએ દાન ધર્યું, દાનવીરની યાદિમાંથી નામ નીકળી જવું ન જોઇએ તે માટે. આમ, ભિન્નભિન્ન ભાવનાથી ધરાતાં દાન પ્રત્યે ધૃણાનો એક હળવો દૃષ્ટિપાત કરતો બૌદ્ધભિક્ષુક સમસ્ત નગર વટાવી આગળ ચાલ્યો. એનો બુલન્દ બોલ ચાલુ હતો: ‘ ભગવાન ગૌતમબુદ્ધને ચરણે ધરી શકાય એવું વસ્ત્રદાન...”

સાંભળીને લોક સ્તબ્ધ થતા અને રહસ્ય ન સમજાવાથી સંકોચ, ક્ષોભ, ઉદાસિનતા તથા કોઇ કોઇ તામસ પ્રકૃતિને વ્હોરતા પોતપોતાને ધન્ધે વળગ્યા.

ભિક્ષુક નગરબહાર નીકળી ગયો. તે ચાલતો હતો, પણ ઝંખવાતા જીવને. એને પ્રત્યેક પગલે, આજ દાનપ્રાપ્તિની આશા ડગમગતી હતી. એનો ઉલ્લાસ ઓસરી જતો હતો: “પ્રભુ પાસે ખાલી હાથે કેમ જવાશે !” દાન ન મળવાથી બહુ બેદિલ બની તે આગળ ચાલ્યો. હવે નગર તો પછવાડે રહ્યું. સામે સીમપ્રદેશ આવતો હતો. આવનારને આવકાર દેતી નવપલ્લવિત વૃક્ષલતાઓ એને મૂકભાવે બોલાવી રહી

હતી. પ્રફુલ્લ ફૂલડાં, એને ઝુકી ઝુકીને નમતાં હતાં. વનરાઇનો સન્દેશવાહક સુગન્ધી વાયુ એના કાનમાં કંઇક કહી જતો હતો. ભિક્ષુકે વળી પુનઃ પડઘો પાડયો: "ભગવાન બુદ્ધને અંગે અંગિકાર થાય એવું કોઇ વસ્ત્રદાન દ્યો."

પડઘો દિક્પાળે ઝીલ્યો. કુદરતે ઝીલ્યો, કુદરત જેવી જ નિર્મળ અને કુદરતના જ અંકે ઉછરતી ગરીબ એક ગંગાએ ઝીલ્યો.

ગંગાનું અંગ એક જ જીર્ણવસ્ત્રથી ઢંકાયલું હતું. તે લીલાંછમ ખેતરના મધુમધુરા મ્હોલના આશીર્વાદ ઝીલતી આગળ આવી–જ્યાં થઇને બૌદ્ધભિક્ષુક ચિન્તાતુર ચ્હેરે આગળ વધતો હતો. તેને અમી ભરેલી આંખને ઇશારે અને મુક છતાં મૃદુ ને નિઃસ્વાર્થ ભક્તિના ભાવે ઊભો રાખ્યો. ભિક્ષુક ઊભો રહ્યો, તેનાથી થોડેક દૂર, ખેતરની વાડઆડે, જટાજૂથ જોગી જેવો એક વડ ખીલ્યો'તો. અંગનો ઓળો સરખો વૃક્ષબહાર ન પડે એ રીતે, ગંગા એની છાંયામાં ઢંકાઇ રહી, સર્પ કાંચળી ઉતારે તેમ, અંગપરનું એકનું એક વસ્ત્ર ઉતારી, પ્રભુ બુદ્ધ પ્રત્યેના અનન્ય સેવાભાવથી એકવાર એને ચુમી, હળવેથી ઝાડબહાર મૂકયું. તે લઇને, કલ્યાણઆશિષ દેતો બૌદ્ધભિક્ષુક ત્યાંથી અલોપ થયો.

દાન ન જાણ્યું જગતે; "એ તે દાન! ફાટયુંતુટયું વસ્ત્ર!" એમ 'દાન ક્યું' એવું ન માન્યું ગંગાએ: જાણ્યું ને માન્યું, એની પડખે ઊભેલી પેલી અપ્સરાના જીવાત્માએ. અપ્સરાનો આત્મા ખીલી ઉઠયો અને આ નિઃસ્વાર્થ દાનના પરમ દૈવતને લઇ, તે ઇંદ્રદરબારમાં દાખલ થઇ.

તેને લાગ્યું, કે પ્રભુને આના કરતાં વ્હાલામાં વ્હાલી

વસ્તુ બીજી તે શી હોય ? “ ઇન્દ્રરાજા પ્રસન્ન થશે, તે અપરાધ માફ કરશે અને હું નન્દનવનમાં નિવાસ કરીશ. ”

**તે**ની ભેટ બહુ ભાવપૂર્વક સ્વીકારાઈ, પણ નન્દનવનના પુનઃનિવાસનાં સ્વપ્ન સેવવાં અધૂરાં હશે, તેથી તે નિષ્ફળ થઇ. શાપિત અપ્સરાને લલાટે હજુય મર્ત્યપુરી લખાઇ હશે !

## ૪

## પ્રાણુ-બલિનો પૂજાપ્રસાદ

**અપ્સરાને** ચોથીવાર આલોકમાં અવતરવું પડયું. તે વખતે રાજા બિમ્બિસારનું શાસન પ્રવર્તતું હતું. તે બુદ્ધ ભગવાનનો સાચ્ચો ભક્ત હતો. રાજાની અભિલાષા એક જ હતી : બુદ્ધના ચરણકમળના એક નખનીઃ વાંચ્છના ફળી. રાજાએ એ મહામૂલા કૃપાપ્રસાદપર પરમ સુન્દર પાષાણુસ્તૂપ ચણાવ્યો. રાજકુટુમ્બ રોજ ત્યાં પૂજને સંચરે અને પાવન થાય.

બિમ્બિસારના દેહોત્સર્ગ પછી એની ગાદીએ અજાતશત્રુ નામનો રાજવી ગાદીએ બેઠો. તેણે પિતાસેવ્યા બૌદ્ધધર્મને રૂધીરની ધારે ધોઇ નાખ્યો:! અજાતશત્રુએ પડો વજડાવ્યો : “ નગરજનો, વેદની પૂજા કરો, બ્રાહ્મણની પૂજા કરો, રાજાનું પૂજન કરો : આજથી બુદ્ધપૂજા બન્ધ થાય છે. ”

**શ્રી**મતી નામની દાસી હતી. બુદ્ધભગવાન સિવાય અન્યને એનું શિર ઝૂકે જ નહિ. રાજ્યહૂકમ સાંભળીને તેના અંગ-ઉપાંગે કંપારી છૂટી; છતાં તે ડગી ના. એનાં નયન બુદ્ધ ભગવાનનાં જ દર્શન કરતાં; એના દિલમાં બુદ્ધદેવ સિવાય, કોઇપણ દેવને સ્થાન નહતું.

**આથમતા** સૂર્યનાં અંતિમ કિરણ, નગરની હવેલીઓ ઉપરથી ઓસરી ગયાં અને સાયંકાળનો આછો અન્ધકાર છવાયો, ત્યારે

રાજદેવાલયમાં આરતિનો ઘોર ઘંટારવ ગર્જી ઉઠયો. દાસીના દિલમાં પણ દેવપૂજનની બુલન્દ ટકોરી રણકી.

રાજદેવાલયમાંથી પૂજન કરી પરવારેલા ભકતો બહાર નીકળ્યા અને જૂના પેલા સ્તૂપ આગળ થઇને પસાર થતાં એકાએક અટકી ગયા ! સ્તૂપની આસપાસ ઘીના દીવાની શાન્ત રોશની ઝગતી હતી અને પાષાણસ્તૂપની સામે બેસી ભક્તિભીનાં નયણે, ભગવાન બુદ્ધના દેવસ્વરૂપની ઝાંખી કરતી દાસી શ્રીમતી પૂજન–સેવામાં નિમગ્ન હતી. વફાદાર ( ! ) પ્રજાએ પડકાર કર્યો. નગરરક્ષકો દોડી આવ્યા. શ્રીમતી સામે રખેવાળો ત્રાડી ઉઠયા :

“કોણ છે તું ?”

“શ્રીમતી; ભગવાન બુદ્ધની રંક કીંકરી.” શાન્ત મધુર ઉત્તર મળ્યો.

“રાજઆજ્ઞાની અવજ્ઞા કરનાર કમજાત !” રાજ્યદૂત કોપ્યા અને તે દિવસે, પાષાણસ્તૂપનો આરસ દાસીના વધ–શોણિતથી ગળી ગયો.

શ્રીમતીના શુદ્ધ બલિનો પૂજાપ્રસાદ ઝીલતી અપ્સરાએ ત્યાંથી પ્રસન્ન મને સ્વર્ગપન્થે પ્રયાણ કીધું. એ પરમ પવિત્ર ભેટપર ઇન્દ્રની દૃષ્ટિ ઠરી રહી; પણ હજુય તે તુષ્ટમાન તો ન જ થયો !

## ૫

## પ્રભુને પ્રિયતર પ્રસાદ

**આ શા ને** તાંતણે ટળવળતી અપ્સરા ચાર ચાર વાર નિષ્ફળ થવાથી હવે અકળાઇ ગઇ હતી. તેને શું કરવું તે સૂઝવું

નહતું ક્યાં જવું તે સમજાતું નહતું. શું થશે—ભોગ ભોગવવા યોગ્ય પોતાના સૌન્દર્યજીવનનો આમ જ ઉચ્છેદ થશે, એવા વારંવાર ઉઠતા ભણકારથી હવે તે ભડકી રહી હતી.

મર્ત્યપુરીની માનવભોમ એને ખાવા ધાતી. દિશાઓ સૂની લાગતી. હવે સ્વાર્પણનો વિરલ કિસ્સો જોવા—જાણવાના એને કોડ નહતા: પ્રેમીયુગલનાં ધન્ય જીવનપર પણ મન માનતું નહતું; દાન અને પૂજાનાં પરમ દૈવત ઉપરથી પણ તેણે નજર ખસેડી નાખી હતી : અપ્સરા આજ અનોખી ભોમકામાં ઉતરી પડી'તી.

તે એ ભૂમિ હતી, જ્યાં મશહૂર કવિ, ગેટે જન્મ્યો હતો અને એના કાવ્યપ્રદેશમાંથી ફાઉસ્ટ જેવો નરપિશાચ જન્મ્યો હતો! અપ્સરાએ અહીં એવા નરનો પીછો પકડ્યો, જે સિદ્ધિ સમૃદ્ધિ અને વિદ્યા વિત્તથી સંપન્ન હતો; છતાં સાચું, શાન્ત, સાત્વિક અને પ્રભુપથગામી જીવન જીવવામાંથી કેવળ કંટાળી ગયો હતો. એને રજસ્તમસ વૃત્તિઓના વિલાસમાં વિહરવું હતું. સંસારના પાર્થિવ કહેવાતા સુખોપભોગ ભોગવી લેવાની તેને લગની લાગી હતી અને એના મનની આવી મલિન મુરાદ બર આણવામાં એક શયતાન તેનો સાથી થયો.

શયતાને કલ્પદ્રુમનું કામ કરવા માંડ્યું. ફાઉસ્ટ કામના કરે એટલી જ વાર! તે ઇચ્છે ત્યારે એની તહેનાતમાં નાયકાના નાયકા તૈયાર : માગે ત્યારે મદિરાપાન મળે : ધારે તેને કબ્જે કરે : રંજાડે—મારે; ધર્મનીતિ કે ન્યાય—સચ્ચાઇને બૂટની એડી તળે તે છૂંદી નાખતો. વિષ્ણુના જ ચરણકમળ સેવવાને લાયક એવી લક્ષ્મીને તેણે "વ્યભિચારિણી" બનાવી મૂકી હતી અને વળી વધુ લક્ષ્મી મેળવવા અને એના વડે પાશવી વિલાસભોગ

ભોગવવા તે ગરીબોનાં ગળાં રેંસતો. જગત્માં એવું એક પણ પાપ નહિ હોય, જે ફાઉસ્ટના જીવનમાં પ્રવેશવા ન પામ્યું હોય.

**લગ્નઉમરને** યોગ્ય એક કુમારિકા હતી. એનું નામ મારગરેટ. સર્જનહારે એનામાં વીણી વીણીને સૌન્દર્ય ભર્યું હતું; તેનાં સ્નેહસ્નિગ્ધ નિર્મળ લોચનમાં, શરદેન્દુ સરખી વદનકાન્તિમાં, રેશમ જેવી મુલાયમ કેશાવલિમાં, કરકમલે, કટિપ્રદેશે, નાજુક ચરણોની કુમાશભરી પાનીએ–સર્વાંગે: કંઠ, કિન્નરને ઝાંખપ લગાડે એવો. બોલવા–ચાલવાની અને ગાવા–બજાવાની છટા એવી, કે સુરમુનિ પણ છક થઇ જાય. મારગરેટ માત્ર સૌન્દર્યદેવી નહતી; એને કલાસુન્દરી પણ કહી શકાય.

**ભલા**–ભોળા એ પવિત્ર પારેવાના સ્નેહનો, ફાઉસ્ટ શિકારી થયો. કોઇ કર્મસંયોગે એનાપર ફાઉસ્ટની નજર પડી અને તેને સ્વાધીન કરવાનું તેણે શયતાન સાથીને ફરમાન છોડયું. સરળ હૃદયની મારગરેટ ફાઉસ્ટની જાજરમાન જાળમાં ફસાઇ પડી! ફાઉસ્ટ એને ફિરસ્તો લાગ્યો. ફાઉસ્ટના મિલન સિવાયની ક્ષણો, વિરહની અસહ્ય વેદનામાં વીતાવે અને ફાઉસ્ટ મળે ત્યારે જ તેને આરામ મળે.

**મારગરેટને** માતા હતી અને એક ભાઇ હતો. માતા પોતાની પુત્રીનાં લક્ષણ કાંઇક પામી ગઇ હતી. તેણે મારગરેટના એકલાં હરવા ફરવાપર સખ્ત જાપ્તો રાખ્યો. ફાઉસ્ટ મુંઝાયો. એ શયતાનજાદાએ, મારગરેટને ભોળવીને, એના જ હાથે, માતાના મુખમાં જલદ ઝેરની પ્યાલી રેડાવી! મારગરેટ, માતાને બેભાન હાલતમાં મૂકી, ફાઉસ્ટ સાથે ફરવા ચાલી. તે મારગરેટનો ભાઇ જોઇ ગયો. પોતે લશ્કરી માણસ હતો.

પવિત્ર બ્હેનપર વિકારી નજરે જોનાર ફાઉસ્ટપર સિંહની પેઠે તે ઉછળ્યો—ઉભય વચ્ચે દ્વંદ્વયુદ્ધ થયું. સેનાની સહોદર મરાયો.

**અહીં** ભાઇનું મોત, મારગરેટ ઘેર ગઇ, તો ઘેર એની માતાનું મૃત્યુ! કમનસીબે, મારગરેટ વળી એક બાળકની માતા બને છે! બાળકને મારી નાખવાનું એનાપર આળ આવે છે. તે ગુન્હેગાર ઠરે છે અને બાળકના ખૂનના બદલામાં 'ખૂની માતા' માટે ફાંસીની સજા ફરમાવાય છે.

**મારગરેટ** કારાગ્રહના કાળકોટડીમાં ઝૂરતી હોય છે. અસહ્ય માનસિક વેદનાનો વીંછી, એના કોમળ કાળજાને કોરી ખાય છે. તે ખાતી નથી, પીતી નથી, ઉંઘતી નથી; સૂનમૂન પડી રહે અને અકથ્ય દુઃખના દાવાનળમાં સળગી જાય. ફાઉસ્ટ ફરતો ફરતો ત્યાં આવી ચડે છે. કોટડીનું દ્વાર ખુલે છે. "ફાંસીએ લટકાવવા પોલિસ તેડવા આવી હશે" એમ સમજીને, મારગરેટ કારમી ચીસ પાડી, ક્યાંઇ સંતાઇ જવા હવાતીઆં મારતી હોય છે—જોઇને ફાઉસ્ટના મનની મુઝવણ વધવા માંડે છે. ફાઉસ્ટને ઓળખી શકે એ સ્થિતિમાં મારગરેટ હવે હતી જ નહિ. ફાઉસ્ટ, દયા અને ભાવપૂર્વક તેનો હાથ પકડે છે. મારગરેટ રોઇ પડે છે. "મને ફાંસીએ ન ચડાવો, હજુ તો હું નાની છું, મારે જીવવું છે; હું નિર્દોષ છું મને પ્રભુની ખાતર બચાવો—કોઇ બચાવો—" ચોધાર આંસુએ એનું હૃદય રડી ઉઠે છે. ફાઉસ્ટ એને શાંત થવાની સંજ્ઞા કરે છે અને ધીરે સાદે કહે છે: "જો, હું જલ્લાદ નથી, તારો પ્યારો ફાઉસ્ટ છું." મારગરેટ એને ધારી ધારીને જુએ છે; વિશ્વાસ નથી પડતો. તેને એનો ભાઇ સાંભરી આવે છે, માતા સાંભરે છે, પોતાનું જૂનું—પવિત્ર જીવન યાદ આવે છે. તે ફાઉસ્ટને જોઇ ગભરાઇ જાય છે—છળી ઉઠે છે. ફાઉસ્ટ મહા પ્રયત્ને તેને કોટડીબહાર કહાડે છે. ત્યાં પેલો શયતાન ઊભો હોય છે.

શયતાનને જોતાં જ મારગરેટની ફૂંક નીકળી જાય છે અને ફાઉસ્ટ ? એ પાપીના મુખમાંથી, પશ્ચાતાપની અંતિમ 'હાય'નો ઉદ્‌ગાર નીકળે છે. એના રૂંવે રૂંવે કાળાં કર્મના અંતિમ પરિણામની દુઃખદ લ્હાય સળગી ઉઠે છે અને પાપના પ્રાયશ્ચિતે, જીવનનો શેષ ભાગ પોતે સચ્ચાઇ અને પવિત્રતાથી નિર્ગમન કરે છે.

અપ્સરાએ, પાપી ફાઉસ્ટના પશ્ચાતાપની અંતિમ 'હાય' ઝીલી અને એને વાસ્તે સ્વર્ગદ્વારના આગળ ઉઘડી ગયા. ઇન્દ્રે એના અપરાધને માફ કીધો અને નન્દનવનની એ નર્તકી, 'નવીન વાદળમાંથી ટપકેલા પહેલા બિન્દુ વડે ભીંજાયલી ફૂલની કળી પેઠે' ખીલતી ને ખેલતી તેના વ્હાલા ગાન્ધર્વકુમારની ગોદમાં લપ્પાઇ ગઇ.

ગૂઢ બ્રહ્મઘટા શી છાઈ રહી !
છાઇ રહી, વ ન રા ઇ મહીં !
વનરાઈ મહીં—
વ ન રા...ઈ મહીં... ગૂઢ૦

કહે છે, કે ઋષિમુનીઓના ઉચ્ચારણમાં કવિતા રમતી. એમનાં તપોવન અને એમનાં અક્ષરજીવન જ કાવ્યમય હતાં. તેમને કવિતા રચવી પડતી નહિ, રચવા સારૂ શ્રમસાધ્ય પ્રયાસ તેઓ કરતા પણ નહિ; કાવ્યદેવી સ્વયં તેમને પ્રસન્ન હતી અને ઇચ્છામાત્રથી સેવામાં સજ્જ થતી.

પ્રાચીન એવા ઋષિ જેવા એક ગુરૂને ત્યાં—એટલે લોકવસ્તિથી દૂરદૂર, કેવળ કુદરતના રમણીય ખોળે બે રાજકુમારો શિષ્યભાવે શિક્ષણ લેતા. એકનું નામ વિક્રમ અને બીજાનું નામ વિજય. ઉષાસ્નાન કરી, વાડીએથી પ્રફુલ્લ ફૂલ વીણી, વિક્રમ ગુરુની મઢીમાં હમણાં જ આવ્યો હતો. ગુરુજી હજુ સ્નાન કરીને પાછા ન્હોતા ફર્યા. તેમની માર્ગપ્રતિક્ષા કરતો વિક્રમ, મઢીબહારની શિલાછાટપર બેસી ઉપરનું ગીત ગાતો હતો.

એના લલાટ અને લોચનમાં બ્રહ્મચર્યનું નિર્વિકારી તેજ ચળકી રહ્યું'તું. એના કંઠનું માધુર્ય, સંયમનિયમ અને સાત્વિક આહારવિહારની સાક્ષી પૂરતું. મહાભાગ્ય આલેખતી સુકોમળ શિરબાલની લાંબી જટાના જૂથમાં જાણે કાળને ન બાંધી દીધો હોય, એમ લાગતું. એનો અંગબાંધો મજબૂત હતો અને મલ્લના દૂધમલ બાળક જેવા એના સર્વાંગસ્નાયુ કસરતથી કસાયલા લાગતા. પ્હરોડના પવિત્ર વાતાવરણમાં તે ગીતમસ્ત

બન્યો હતો અને એકનું એક ચરણ, આલાપ સાથે વારંવાર ઉલટાવી ઉલટાવીને ગાતો હતો:

છાઇ રહી, વનરાઇ મહીં,
"વ ન રા...ઈ મહીં, વનરાઇ મહીં, વનરા...

અને એનાં રમતીઆળ લોચન પ્રકૃતિસૌન્દર્યની લલિત લીલામાં રસમુગ્ધ થતાં. કદિ ઝરમર ઝરમર ઝરતા ઝરણા સામે જોઇ રહેતો, તો કદિ ઝરણ પાસે લાડગેલથી ખેલતા હરણ સામે મીટ માંડતો. કદિ, દૂરદૂરથી ડોકિયાં કરતી ગગનચુમ્બિત પર્વતમાળને આલેખતો, તો કદિ વૃક્ષરાજિના ઝૂંડમાંથી, કલરવ–કિલકારે ઉડતાં પંખેરુને જોઇ સ્મિતહાસ્ય કરતો. એને આમાંનું કશું ય દૃશ્ય નવું ન્હોતું. આજકાલ કરતાં દસ–દસ વર્ષ થયાં તે અહીંના જ દૈવી વાતાવરણમાં ઉછર્યો હતો. એ જ શિલાછાટ આગળ, ગુરુજીના પદામ્બુજે બેસીને વિધવિધ વિદ્યાકલાને તે વર્યો હતો. શીતકાળના સ્નિગ્ધમધુર પ્હરોડિયે રાજધર્મ અને પ્રજાવાત્સલ્યનું ધર્મશાસ્ત્ર તે શીખ્યો હતો: છતાં પ્રતિક્ષણે નવીન સૌન્દર્યસ્વરૂપમાં દૃશ્ય થતી કુદરતની રમણીયતાનું આલેખન કરતાં કદિ તે ધરાતો નહિ. એના પ્રભાતગીતનો ગુંજારવ દિગન્તમાં ઝીલાતો હતો:–

હજુ હજુ હસતી કુદરત ખીલે;
મનવા ! ચેતનનો રસ પી લે:
વનલક્ષ્મી અતુલ ઉભરાઇ રહી...
ઉભરાઈ રહી, વનરાઇ મહીં, વ ન રા ઈ...

કલ્પનાનાં સ્વપ્ન અને પ્રકૃતિસૌન્દર્યના ધ્યાનમાં વિક્રમ એવો નિમગ્ન થઇ ગયો હતો, કે પાછળ આવી ઊભેલા ગુરુદેવને ન

તો જોઈ શકતો કે ન તેમનું સમ્બોધન સાંભળી શકતો! ગુરુજીએ તેના ખભાપર હાથ મૂકતાં હસતા વદને કહ્યું: 'વિક્રમ!' વિક્રમનો ગીતવેગ સંકેલાયો, તેણે ગુરુજીને જોઇ, શિલાપરથી ઉઠી, પ્રણામ કર્યા.



**અ હ ણુ ના** યોગે, પ્રખર મધ્યાહ્ને તપતો સૂર્ય કેવો નિસ્તેજ લાગે છે! આજ **વિક્રમની** વદનકાન્તિપર એવી વિષાદછાયા છવાઇ રહી હતી અને એની પાંપણો અશ્રુથી પલળી રહી હતી. ગુરુદેવની એક જ આજ્ઞાએ તેનાં ગાત્રને શિથિલ કરી નાખ્યાં હતાં અને જીદંગીમાં પહેલી જ વાર ગુરુઆજ્ઞા એને આકરી થઇ પડી હતી. તે આજ્ઞા, અભ્યાસ પૂર્ણ થયે, ગુરુજીનો વિયોગ વ્હોરી, ઘેર જવાની! અભ્યાસની અવધ વીત્યે, પિતાને ત્યાંથી તેનો વફાદાર નોકર આજ બન્ને સહોદરને તેડવા આવ્યો હતો.

**વિક્રમ** એકલો એકલો શૂન્યમનસ્ક વિચારતો: "અભ્યાસની યે અવધ! એક જ અવતારથી શિક્ષણક્રમ સમાપ્ત થાય ખરો! જ્ઞાનના અનન્તસિન્ધુને તરી પાર ઉતરવા કેટકેટલા યુગની તપશ્ચર્યા હોય! બાવીસ વર્ષની અવસ્થામાં હું નિષ્ણાત થઇ ગયો!" વિક્રમનું મન બિલકૂલ કબૂલ ન્હોતું કરતું; તથાપિ, "ગુરુઆજ્ઞાને ઉથાપી શકાય પણ કેમ? ગુરુજીનાં વચનમાં શંકા?" વિક્રમે મનોવેગને એટલેથી જ વાળી લીધો અને "આચાર્યદેવો ભવ" સાથે, હવે "પિતૃદેવો ભવ"નું શૂચિસૂત્ર એના હૃદયમાં જાગ્રત થયું. વદાયની વસમી પળોએ છેલ્લીવાર આસપાસના વનપ્રદેશને, નયણાં ભરીભરીને તે નિરખતો હતો: "અબધૂત એ ભારતના અવિચળ રખવાળરૂપ

હીમાચળ, પ્રણામ ! કલકલ નાદે વહેતાં જુમનાજીનાં સ્ફટિક સરખાં ઓ પુણ્યસલિલ, તારાં પુનઃ સ્નાન ક્યારે ! ગન્ધવતીના અંકમાં ઉછરેલાં સુગન્ધવાહી ઓ ફળદ્રૂપ વૃક્ષો ને કુસુમલ કુંજો, અરેરે ! મને વ્હાલાં શું કામ થયાં ! ! હવે તમારો વિયોગ કેમ વેઠાશે !" વિક્રમનું સ્નેહભીનું હૃદય વ્હલોવાઇ જતું હતું. ગુરુદેવે એને આશ્વાસન અને પ્રેરણા આપ્યાં:–

"ગળગળો ન થા, વત્સ ! ગીતાની ગહનવાણીનો વિચાર કર; પઠનપાઠનથી જ જીવતરને ભરવું એમાં સાચો પુરૂષાર્થ નથી–ધર્મ નથી; કર્મયોગી થઇ, અભ્યાસસિદ્ધિનો ઉપયોગ કરવા હવે વ્રત લે. તારી સંમુખ વિસ્તીર્ણ કર્ત્તવ્યક્ષેત્ર પથરાયલું છે; તારી તે રાહ જુએ છે."

"આપ સાથે ન આવો ? ગુરુજી !" ગુરુદેવના ખોળામાં મસ્તક ઢાળતાં વિક્રમે કહ્યું.

"આવીશ, પણ યથાકાળે; વત્સ !" માથે આશિષનો હાથ ફેરવતાં, પલળતી પાંપણે ગુરુદેવે કહ્યું.

"ઘેર ન પધારો, તો ગુરુદક્ષિણા શી રીતે દઇશ ?" વિક્રમે સ્વસ્થ થતાં મૂઝવણ દર્શાવી.

"દક્ષિણા !" ગુરુદેવે મન્દ સ્મિત કરતાં કહ્યું: "બેટા, બાપુ ! તને ખબર છે કે આ જીવનને દ્રવ્યાદિ દક્ષિણા વર્જ્ય છે–શેષ જીવન જ સર્જનહારને ન્યોચ્છાવર હોય, ત્યાં મારે દક્ષિણા શી ! કશી કામના શી ? પણ હા; એક વાત તને કાનમાં કહી દઉં; વિક્રમ !" ગુરુજીની આંખમાંથી અનોખું તેજ ચળકવા લાગ્યું. તેમણે રો'મેરો'મ રમતી ગંભીર શબ્દાવલિ સંભળાવી: વિક્રમ, હું પણ મનુષ્ય છું; તેથી કામનાને સંપૂર્ણપણે જીતી શકાઈ નથી. એક વાસના હૃદયના ગુપ્ત ગર્ભાગારે ઠરી રહી છે.

તે બાલ્યકાળે અંકુરિત થઇ હતી અને યૌવનાવસ્થામાં કલિકા પેઠે વિકાસ પામી, આજ ઉત્તરાવસ્થાએ ફૂલ પેઠે ફાલીફૂલી છે; એ ફળવતી થાય છે કે નહિ, તે જોવા જેટલું જીવાય તોજ મને મુક્તિ મળે. એ કામના, તે જનની–જન્મભૂમિના કલ્યાણની : વિક્રમ, તું ચકિત થાય છે ! કહું, તે શાન્ત ચિત્તથી સાંભળી લે. ધ્યાનમાં જ્યારે પણ ભગવાનની મૂર્તિને કલ્પવા મથ્યો હોઇશ, ત્યારે પોપચાંને પડદે માતૃભૂમિની કરુણ મૂર્તિનાં દર્શન થયાં છે. જ્યારે પણ જગન્નિયંતાનાં ભજન–કીર્તન કર્યાં હશે, ત્યારે જિહ્વાએ ભારતમાતાનું નામ સહસા ઉચ્ચરાઈ જવાયું છે. એ માતાનો તું પણ પુત્ર છે. તે કેવી કંગાલ દશા ભોગવે છે તે જાતે જઇને જો, જાણ અને સંચિત વિદ્યા–શક્તિના સદુપયોગે–હરકોઇ શિષ્ટ ભોગે–એના ઉદ્ધારની પ્રતિજ્ઞા લે, એ જ મારી દક્ષિણા. દેવો તારી રક્ષા કરો, તારે હાથે દેશનું કલ્યાણ થાઓ, વત્સ." પોતાની છાતીએ ઝૂકેલા શિષ્યના મસ્તકપર આશીર્વાદાત્મક ને રક્ષિત હાથ ફેરવતાં ગુરુજીએ અંતિમ વાક્ય પૂરું કર્યું. વિક્રમ અવાક્ ઉભો રહ્યો. ગુરુદેવની મુખમુદ્રાપરથી એનાં સ્થિર લોચન ખસતાં નહતાં.

"ત્યારે એક મારી જ ઝોળી આશીર્વાદ વિનાની રહેવાની?" વ્હાલસોયા પુત્રના ઉમળકાથી–છતાં રમતીઆળ ભાવે, વિજયકુમારે ગુરુજીની પાસે આવીને કહ્યું.

"વિજય ! અત્યાર સુધી કયાં હતો તું ?" ગુરુજીએ પૂછ્યું.

"પેલા કદમ્બના ઝાડપર; ક્યારનો ચડયો'તો! આપ તો ભાઇને આશીર્વાદ આપવામાં તલ્લીન થયા હો, તે હું શાનો સાંભરૂં ?"

"તું તો હજુય બાલક્રીડા ન ભૂલ્યો !" ગુરુજીએ હસતાં હસતાં કહ્યું.

"દીધેલી વિદ્યા ભૂલું તો બાળપણ ભૂલું! હું તો બન્નેમાં કામેલ! આખો દહાડો તે અભ્યાસ! કંટાળો ન આવે? વૃક્ષો, આ ફૂલકુંજ, દૂર દૂર દેખાતી પેલી પર્વતમાળ, વેગળે ઉડતાં વિહંગ: એ સૌ જીવનમાં કેવા રંગ પૂરે છે?" વિજયનાં તેજ:ચક્ષુ ચમકી રહ્યાં.

"ધન્ય હો, વત્સ વિજય! અભ્યાસ સાથે અવલોકન વાસ્તે ય તેં તો ઇન્દ્રિઓનાં દરેક દ્વાર ખુલ્લાં રાખ્યાં છે! વિક્રમના જીવનમાં પ્રધાનસ્થાન ભકિતનું છે; તારામાં શકિતનું: ઉભયનો ફલિતાર્થ હો. જનની જન્મભૂમિને સંબોધીને બોલો: 'માતૃદેવો ભવ'."



**પિ તા એ** બે નમાયાં બાળકને બાલ્યાવસ્થામાં ગુરુને ત્યાં મૂક્યાં હતાં. બન્ને કુમારો અભ્યાસમાં ને અભ્યાસમાં, ગુરુ-આશ્રમે યુવાવસ્થાએ પહોંચ્યા—ત્યાં સુધી તેઓ વ્હાલા વતનનાં અને પ્રિય પિતાનાં દર્શનથી વંચિત હતા. આજ તે ધન્ય ઘડી આવી હતી, જયારે ઉભયનું સંયોગસુખ તેમને પ્રાપ્ત થનાર હતું અને તેથી જ વિક્રમ અને વિજય પોતાના રખવાળ સાથે વેગબન્ધ રસ્તો વટાવ્યે જતા. તે શ્રમિત ન્હોતા થતા, સંતપ્ત ન્હોતા લાગતા; એમને રો'મેરો'મ રમી રહ્યાં હતાં—'વતન' અને 'પિતા.' મિલનની વિચારપરમ્પરામાં પન્થ કેમ કપાતો, તે તેમને માલૂમ પણ ન પડે! વિક્રમ વિચારતો: "મેઘબિન્દુની રાહ જોતા ચાતક પેઠે પિતાજી આંગણે ઊભા હશે. અમને દેખીને જ એકદમ ભેટી પડશે." વિજય તેની તીખળી ટેવ પ્રમાણે તરંગ દોડાવતો: "બાપુજીએ બારબાર વર્ષનો દેશવટો જ દીધો કહેવાય ને? છાતીએથી છૂટા કરી. શું કરવા

ગુરુજીને ઘેર સોંપ્યા ! બસ્સ, એવું એવું કહીને હું તો રીસાવાનો ને પિતાજીને થોડીવાર પજવવાનો..."

—પણ મ્હેલાતમાં દાખલ થતાં જ બન્નેનાં મ્હોં સિયાવિયા થઇ ગયાં ! પિતા ન્હોતા : નોકર–ચાકર ન મળે : રાચરચીલું નહિ : નજર નાખે, ત્યાં સ્મશાનશાન્તિ સિવાય અન્ય અનુભવ થાય જ ના ! વિજય તો બાઘા જેવો બની ગયો. વિક્રમે પોતાની સાથેના રખવાળને પૂછ્યું : "રામુ, ખરૂં કહે, પિતાજી બિમાર છે ?"

"નહિ હુજૂર, છેલ્લાં દસ વર્ષથી તો બિલકુલ સલામત છે." રામુએ શિર ઝુકાવી, કંગાલ મુખમુદ્રાથી કહ્યું.

"ત્યારે કારણ શું ?" વિક્રમ કે વિજયને કશી જ સમજ ન પડી. તેમણે એકેએક નોકરને નામ દઇ દઇને બોલાવી જોયા. જવાબમાં પડઘા સિવાય અન્ય પ્રત્યુત્તર ન મળ્યો. કુમારો મુઝાયા. ભારે પગલે ને વધારે વેગથી ધડકતા હૈયે તેઓ અન્દર ગયા. સામેથી એક વયોવૃદ્ધ આદમી આવતો જણાયો. વિક્રમે એને ઓળખ્યો. તે જૂનો–વફાદાર–નોકર હતો. ગભરાયલા ચ્હેરે વિક્રમ એને વળગી પડયો : "મંગળ, ઓળખાણ પડે છે કે ભૂલી ગયો ? પિતાજી કેમ દેખાતા નથી–બોલ, જલ્દી કહે."

"બેસો, બાપુ ! બન્ને આવી પહોંચ્યા ? તમને તો ખોળામાં લઇને ખેલાવતો ! હું ના ઓળખું ? આવો, હજુ પ્હણે." કહીને મંગળ તેમને કયાં તેડી જતો હતો ? બન્ને કુમારો ત્યાં જ થોભ્યા. તેમને તો પિતાજી જોઇતા હતા. એમના પાદારવિન્દમાં પડી પૂજ્ય પિતાજીના આશીર્વાદ લેવા હતા. પિતાજીનાં દર્શન વિના બન્ને કુમારો બેફામ બની ગયા હતા.

"હજુ તું એ નથી કહેતો, કે પિતાજી ક્યાં છે?" વિજયે ચીડાઇ જઇને કહ્યું. મંગળ હજુય મૂગો હતો. હવે વિક્રમની ધીરજ પણ ખૂટી. તેણે અકળાતા અવાજે પૂછ્યું: "બોલતો કેમ નથી, મંગળ? પિતાજીના દર્શન સારૂ અમે કેટલા અધીરા છીએ તે નથી જોતો!"

"બાપુ!" મંગળને કચવાતે દિલે હવે કહેવું પડયું: મારો પ્રભુ જજિયાની જંજીરમાં પડયો છે!"

"જજિયા? એ વળી કોણ છે! સમજણ પડે એમ કહે ને."

"બાપુ, જરા શ્વાસ ખાઓ તો કહુને? જુઓ, જજિયા, એ તો ઔરંગઝેબ બાદશાહના જુલ્મનો નવો ફતવો છે, હિંદુઓપર તેણે નવો કર નાખ્યો છે; એનું નામ જજિયા વેરો. દુકાળ પડો, રોગચાળો ફાટો કે મોંઘવારી થાઓ-સર્વનાશ થઇ જાઓ, પણ બાદશાહની તિજોરીમાં એ કર પડવો જ જોઇએ. મારા પ્રભુએ જજિયા વેરા સામે વિરોધ કર્યો, તેથી એમને પકડીને કેદ..."

વિજયની આંખમાં આંસુ આવ્યાં, પણ આંસુમાંથી અંગારા ઝરતા હતા. તે પરિસ્થિતિ પામી ગયો. વિચારમુગ્ધ વિક્રમના હોઠ ફફડયા: "પિતાજી તો રાણા રાજસિંહની હકુમતમાં; એ શાના કર દે!"

"બાપુ, બાદશાહનો ખરીતો એવો છે, કે મુગલસામ્રાજ્ય નીચે રહેનાર હિંદુમાત્રને એ કર ભરવો જ પડે. ના પાડે તેનો સર્વનાશ થઈ જાય. મારા મુરબ્બીને એ કર અણઘટતો લાગ્યો. પોતે સામા થયા. પરિણામે બાદશાહના કાળદૂતોએ આવીને આપણું આખું ગામ લૂંટયું, આપણો ગિરાસ લૂંટયો,

ઘર લૂંટયું. ઘરના માલિકને કબજે કરી કેદમાં નાખ્યા...દુઃખી ન થાઓ, બાપુ! આવો, અન્દર આવો. થાકયાપાકયા જરા આરામ લ્યો. પછી મુરબ્બી માટે શું કરવું તે વિચારજો."

બન્ને મંગળની સાથે અન્દરના ખંડમાં ગયા. જતાં જતાં વિજય વિચારતો હતોઃ "ગુરુજી, તમે પઢાવેલાં વેદાન્ત ને સાંખ્ય ને મેઘદૂતમાંથી પિતાજીની મુક્તિનો માર્ગ મળે ખરો!" અને વિકૃત ભાવે, સૂની મ્હોલાતને જોવા લાગ્યો.



**યમુનાને** આરે હિન્દુઓનો મહેરામણ ગાજતો હતો. ગયાં બાર વર્ષના ગાળા પછી આજે જ કુમ્ભના મેળાનું પર્વ આવ્યું હતુ. વૈષ્ણવો, ભકતો, નાગડા બાવાઓની જમાત અને સાધુ વેરાગીઓ વગેરે યાત્રીઓ દૂર દૂરથી અહીં ઉતરી પડયા હતા. મુગલાઇના વટાળ અને અત્યાચારથી ત્રાસેલી હિન્દુજનતા, "જુમનાં પાન" કરીને પાવન થવા આવી હતી–માથે મુગલ રાજધાની ઝઝુમતી હતી; છતાં ધર્મચુસ્ત પ્રજા પુણ્યની પ્રેરી આજ કુમ્ભમેળાએ આવી હતી.

યમુનાકિનારો બજારના રૂપમાં ફેરવાઇ ગયો હતો. વેપારીઓ જાતજાતની દુકાનો કહાડીને બેઠા હતા. રમકડાં ને મીઠાઇ–મેવાના તો નર્યા ગંજ ગાજે! જોનાર અને ખરીદ કરનારાઓ તીડની પેઠ ટોળે વળેઃ ભેગા કેટલાક મુસલમાનો પણ ભળી ગયા હતા.

કોઇ સ્નાન કરવામાં, કોઇ ધ્યાન ધરવામાં, કોઇ સેવા–પૂજામાં, એમ લોકમેદની ધર્મ–પુણ્યમાં નિમગ્ન હતીઃ એટલામાં, વાદળને વીંધી, ભયંકર ધડાકા સાથે વિજળી પડતાં લોક થંભી જાય, એમ એકાએક સૌ થંભી ગયા!

કિનારાથી થોડેક છેટે વિશાળકાય ભેખડ હતી. તેની ઊંચી ટેકરીપર ચડીને એક પ્રભાવશાળી નૌજવાન ઊભો હતો. માથે મધ્યાહ્નનો સૂર્ય તપતો હતો અને એનાં ઉગ્ર તેજભર્યાં કિરણ વીરયુવાનની ભવ્ય મુખકાન્તિપર પડતાં હતાં. યુવાનના અંગપરનાં સાદાં શ્વેત વસ્ત્રો તેની પ્રતિભામાં ઓર ઝલક દેતાં હતાં. તેનો વજ્રાંગ દેહ, દેવળશિખરના સુવર્ણકળશ પેઠે દીપી રહ્યો હતો. તેની હાકલ સુણીને હિન્દુજનતા થંભી ગઇ.

યુવાનને 'વીર' ચડયા'તા. માતાના વળગણ જેવું, ભૂમિ ભારતનું, એને વળગણ વળગ્યું હતું. પરસત્તાથી પદદલિત થતી અને મુગલાઇના લાંચ્છને લજ્જિત થતી ભારતમાતાની મુક્તિ માટે તે પડકાર કરતો હતો. તેણે તક સાધીને, કુમ્ભના મહામેળા સામે તાતાં તીર જેવા વીર શબ્દો છોડવા માંડયા હતા. એને શબ્દેશબ્દે અગ્નિના જાણે તણખા ઝરતા! એની જ્વાળામયી ભાષામાં ભારતદેવીની જ સાક્ષાત વકૃત્વશક્તિ ઉતરી હોય એમ સૌને લાગતું. જાદુગરથી મંત્રમુગ્ધ થતા પ્રેક્ષકસમુહ પેઠે વિશાળ હિન્દુજનતા, એ વીર યુવાનની હાકલને અધીન થતી હોય એમ લાગતું. તેની વાક્ધારા ચાલુ હતી: "હિન્દુગણ, જમુનાંમૈયાને તીર આજ શાનો ઉત્સવ માંડયો છે! ગુલામી પ્રજાને વળી ઉત્સવ શા! તમારાં જીવન પરધર્મી શાસકની પોલાદી જંજીરોથી જકડાયલાં છે, ત્યાં દેહ-સ્નાનથી જ મુકિત શી રીતે મળવાની છે? હતભાગ્ય હિંદુઓ, આપણાં દેવસ્થાનો કબ્રસ્તાન કે મસ્જીદોના રૂપમાં ફેરવાઇ ગયાં છે અને દેવો, મુગલાઇના મિનારા ચણવામાં દટાઇ જાય છે! આપણા અન્નકોઠાર અને ધનભંડાર ખાલી થયા છે, જીવનનું સત્વમાત્ર ચૂસી લેવાયું છે અને વળી બાકી હશે તે જજિયા વેરાએ પૂરૂં સત્યાનાશ વાળવા માંડયું છે. આવી વિષમ અવસ્થામાં ઉત્સવ!

ઉત્સવ એક જ હોય—ઔરંગઝેબના જજિયા વેરાની સામે થવાનો: ભારતમાતાની મુકિત કાજે મરી ફીટવાનો. યમુના-મૈયાની સાક્ષીએ બોલો, કે જીવ જાય તો બ્હેતર, પણ જજિયા વેરો હરગીજ નહિ ભરીએ."

"જજિયા વેરો ભરવો હરામ છે." ઉછળતા લોકસાગર-માંથી પ્રચન્ડ અવાજ ગાજી રહ્યો અને એકાએક આવી અસાધારણ લોકઉશ્કેરણી જોઈને, મેળા ભેળા ભળેલા મુસલમાનો ચકિત થયા. તેઓ ભાગ્યા. તેમણે ગુપ્તચરનું કામ કર્યું. વીર યુવાનનો ધારાવાહી વાક્પ્રવાહ હજુ તો વિરમ્યો ન હતો, એટલામાં ન્હાસભાગ થવા માંડી; હુલ્લડ મચ્યું. સેંકડો મુગલ સેનાનીઓ આવી પહોંચ્યા અને ધરપકડ થવા માંડી.

યુવકે ન્હાસતી હિન્દુજનતાને ફરી પાછો પડકાર કર્યો; પણ તે જ ક્ષણે તેની સમક્ષ કોઈ જટાધારી જોગી આવી ઉભો: "ગુરુદક્ષિણા"નું મંગલ મુહૂર્ત હજી નથી ઉગ્યું. વિક્રમ, ખસી જા અહીંથી."

ગુરુનો આદેશ વિક્રમને વજ્રસમાન લાગ્યો. પણ તે ગુરુનો આદેશ હતો. વિક્રમને નમવું પડયું. ટેકરીપરથી તે અલોપ થયો.

લઘુ ભ્રાતા વિજયને મહા પ્રયત્ને સમજાવી, ઉદયપુરરાજ્યની હદમાં રવાના કરી, પિતા અને હિન્દુપ્રજાના હિતકારી પ્રયત્નમાં નિષ્ફળ થવાય તો જ તેની જગા સાચવવા સજ્જ થવાનું સૂચવી, વિક્રમે કેશરીઆં કરવાનો માર્ગ લીધો હતો. તે એક હાથમાં મોત અને બીજા હાથમાં મુક્તિને લઇ, લોકમત કેળવવા અહીં આવી પહોંચ્યો હતો; પણ પ્રથમારમ્ભે તેની મુરાદ બર ન આવી. ગુરુજીનો આદેશ!

ઔરંગઝેબે વિક્રમને ગિરફતાર કરવા માટે પાંચ હજાર અશ્વ-

રૂપિયાનું ઈનામ જાહેર કર્યું. સ્થળે સ્થળે સખ્ત જાપ્તો રખાયો. એક 'વિદ્રોહી' યુવકની ધરપકડ પાછળ સેંકડો સિપાહીઓની ફોજની ફોજ ખડકાવા લાગી. રાજ્યદ્રોહી કુમારની શોધખોળ નિમિત્તે હિન્દુજનતાપર નિર્લજ્જ તથા નિષ્ઠુર અત્યાચારો ગુજર્યા. ઔરંગઝેબનુ એક જ ફરમાન હતુ; "હરકોઇ રીતે, જીવતો કે મુઓ, એ વિદ્રોહી યુવાન હાથ કરો."



**નિર્મળ** નભોમંડળને અઘોર આંધીએ ઘેર્યું હતું. કાજળકાળી રાત અને નિરવ શાંતિ! સિવાય કે તોફાની વાયુ ઉગ્ર સ્વરૂપે વાતો હતો. મેઘની ભયંકર ગર્જના અને વારંવાર થતા વિજળીના ચમકારા—સાથે જ વર્ષાદની ઝડીઓ અને ઠંડીનું જોર! રાહદારીઓ મરવા બહાર નીકળે!

એ વખતે એક જણુ ચોર પગલે લપાતો છૂપાતો, ઊંચા મકાનની પાછલી બાજુએ થઇને અન્દર દાખલ થયો.

"ભાઇને કેમ છે હવે?" તેણે અન્દર આવીને પૂછ્યું.

"ફેર નથી માલમ પડતો." ઉત્તર સાંભળીને આગંતુકની મૂઝવણ વધી. તેણે ખોખરા થતા અવાજે પૂછ્યું: "તાવ ઉતરતો જ નથી?"

"અઠવાડિયા સુધી તો છેક અચેત અવસ્થામાં રહ્યો! મને એના જીવનો હવે ઝાઝો ભરૂસો નથી પડતો. શરદીની સખ્ત ઝપટ લાગી છે. કંઇકે આરામ થયો હત, તો એને લઇને અહીંથી નિર્ભય સ્થળે પહોંચી જાત. મુગલો તો એના મોતનું નગારૂં બજાવ્યે જ જાય છે..."

"મને કહો, ગુરુદેવ! એને ઉગારવાનો એકેય ઉપાય નથી?

રસ્તાઓ નિર્જન છે. મ્હોંડેમ્હોંડું ન દેખાય એટલો અન્ધકાર છે. ભાઇને સહીસલામત લઇને, અહીંથી જતા રહીએ તો ?"

" સાહસમાં જીવના જોખમનો સોદો છે; વિજય ! હૃદયના સખ્ત આઘાતથી વિક્રમ માંદો પડયો છે ને વધારામાં વળી શરદી લાગી છે. જુએ છે કે વર્ષાદ જરાય ધીમો નથી પડતો. એને બિમાર હાલતમાં ઘરની બહાર જ કેમ કઢાય ? "

" ત્યારે શું કરીશું ?" દીર્ઘ નિઃશ્વાસ નાખતાં વિજયે પૂછ્યું.

" કયારનો એ જ વિચારી રહ્યો છું. જો જયસિંહ મહારાજ માર્ફત અહીં આટલોય આશ્રય ન મળ્યો હત, તો પૂરી કમબખ્તી હતી. પણ વિક્રમને ખોળતાખોળતા મુગલો આ ઘર સુધી નહિ આવી પહોંચે એવા ભરૂસે મારાથી ન જ રહેવાય. વિજય, પરિસ્થિતિ કફોડી છે. "

"મુક્તિનો એક પણ માર્ગ નથી ?" વિજય બહુ અધીરો બની ગયો.

"જો; ઘોર અન્ધકારમાં ય ચળકતી વીજનો ઉજેશ માલુમ પડે છે ને! વિજય, ભગ્નાશ ન થા."

" ઔરંગઝેબનો હિન્દુજનતાપર જે જુલ્મ વર્તી રહ્યો છે, તેની ભાઇને ખબર પડેલી ?"

"ધીમો બોલ: એને ખબર જ નથી પડવા દીધી. જાણે તો માંદો માંદો પણ ઝાલ્યો ન રહે. "

વિજયનું મનોમન્થન પરાકાષ્ટાએ પહોંચતું હતું, તેણે મન મારીને કહ્યું: "ભાઇને જરા જોઈશું !"

બન્ને અન્દરના ખંડમાં ગયા. વિક્રમ ચટાઇની 'પથારી'પર પડયો હતો. તે આજે જ જરા જંપ્યો હતો. એનો ચ્હેરો ફિક્કો પડી ગયો હતો, દેહ લથડી ગયો હતો, નાડી ધીમા વેગે ચાલતી હતી, પોપચાં મીંચાયલાં હતાં. વીર વિક્રમને આ સ્થિતિમાં, વિજય વધારે વાર ન જોઇ શકયો. એની આંખઆડે આંસુનો પડદો નડવા લાગ્યો. આંખો લૂછી, ફરી એકવાર વડીલ સહોદરને નિહાળ્યો અને ગુરુદેવને વન્દન કરી, તેણે રજા માગી:

"આપની છાયામાં છે, ત્યાં સુધી ભાઇ માટે નિશ્ચિંત છું. પ્રભો, જાઉં છું ત્યારે. જાગે ત્યારે કહેજો, કે ઉદયપુર જવાની આજ્ઞા લોપીને, એનો મેં અપરાધ કર્યો છે. તેની ક્ષમા માગવા આવ્યો હતો, પણ કહેજો, કે વિજય સૂના ને સોરતા દિલે પાછો ગયો છે."



**મેઘાચ્છાદિત** આકાશ હવે નિર્મળ થયું હતું અને દિવસે સારો ઉઘાડ કહાડયો હતો. છતાં ઔરંગઝેબની આંખે અન્ધારાં આવતાં; કેમકે એના દિલનો ધૂંધવાટ મટયો નહતો. દ્રોહી કુમાર સ્વાધીન ન થાય અને હિન્દુજનતામાં અસંતોષ તથા અરાજકતાની ભભૂકી ઉઠેલી આગ શમે નહિ, ત્યાં સુધી સમ્રાટ્ના ચિત્તને શાંતિ મળવી મુશ્કેલ હતી. પોતે દિલ્હીના પાયતખ્તપર આરૂઢ થયો હતો અને દરબારમાં મૂક ઉદાસિનતાની છાયા છવાયલી સ્પષ્ટ માલમ પડતી. હજીય રાજ્યદ્રોહી હાથમાં ન આવ્યાથી ઔરંગઝેબ આવેશભર્યા ચ્હેરે અમલદારો સામે જોઇ કાંઇક કહેવા જતો હતો, એટલામાં બહારથી ગરબડાટનો અવાજ આવ્યો. ઇશારત થતાં મ્હોબતખાંએ દરબારના મુખદ્વારે જઇ તપાસ કરી :

"કોઈ જવાંમર્દ છે, તે ખુદ જહાંપનાહની હુઝૂરમાં આવવા માગે છે..." મ્હોબતખાંએ વાત કરી. ઔરંગઝેબની મરજી જાણી લઇ, યુવાનને દરબારમાં દાખલ કરવામાં આવ્યો. પેસતાં જ તેણે પ્રશાન્ત નજરે પણ વ્યંગ્ય ભાવે દરબારી ઠાઠને જોઇ લીધો. પછી ઊંચા મસ્તકે ઔરંગઝેબની સામે ઊભો રહ્યો–અડોલ જાણે વજ્રસ્તૂપ.

"મુગલ સમ્રાટ્ના કદમે સર ઝુકાવવાનું ભૂલી જાય છે કે બચ્ચા?" મહોબતખાંએ ભૂલ સુધરાવી.

"અત્યાચારીને ચરણે શિર ઝુક્યું નથી, ઝુકનાર નથી." અદબવાળી, ઊભેલા યુવાને નીચી નજરે શાંતિથી ઉત્તર વાળ્યો. તેના શાન્ત ઉત્તરે દરબારમાં ભારે ખળભળાટ મચાવ્યો. ઔરંગઝેબે કહ્યું: "જહાંમાં પાગલજાત પણ હયાત હોય છે! કોણ છે તું?"

"જેના મસ્તકનું પાંચ હજાર અશર્ફિયો મૂલ્ય જાહેર થયું છે, તેને ન પિછાન્યો હોય તો ઊભો છું; બરાબર પિછાની લ્યો." અને વીરને છાજતી છટાથી યુવાન ઊભો રહ્યો.

દરબાર સ્તબ્ધ થયો: "આવો સુન્દર, ને ઉછરતો યુવાન વિદ્રોહી હોઇ શકે!" કેટલાકનાં મન શંકાશીલ થયાં.

"કહું છું તે માનવાને મન ના કબૂલ કરે છે? મોગલરાજ!" યુવાને પુનઃ પડકાર કર્યો: "સત્ય કે ધર્મની ખાતર હિન્દુગણ જીંદગીને ફના કરી નાખે છે, તે વાત, ગાદીએ આવ્યા પછી હજુય તમને નથી સમજાઇ? એક મારી જ ખાતર હજારો હિન્દુઓનું લોહી તમારી તલ્વારો પીએ, તે મારાથી સાંખી ન શકાયું. તમારા વફાદાર દૂતો મને ન પકડી શક્યા, ત્યારે આજ હિન્દુજનતા ખાતર હાથે કરીને હવાલે થવા

આવ્યો છું. તમારી તિજોરીમાંથી પાંચ હજાર અશર્ફિયો બચી, તેની ખુદાને ખાતર ખયરાત કરજો અને ચલાવો હવે તમારો ઝોહાકી અમલ!"

ઔરંગઝેબની લાલચોળ અને કારમી આંખ પ્હેરેગિરો તરફ વળી અને ભારે અજાયબી વચ્ચે, વિદ્રોહી યુવાનને રાજ્યદૂતોએ ઘેરી લીધો. યુવાને મન્દ સ્મિત કરતાં કહ્યું :

"મોત સામે રાજી ખુશીથી સામનો કરવા અહીં આવનારને ઘેરી લેવામાં બહાદૂરી! શાહબાશ, મુગલસમ્રાટ, તારા શાસનની વીરતા હસવું નથી ખાળી શકતી!"

"નફ્ફટ યુવાન!" હવે ઔરંગઝેબને રૂંવે રૂંવે આગ સળગી ઉઠી. તેણે રાડ પાડી: "તું રાજ્યદ્રોહી છે અને રાજ્યદ્રોહીને શી સજા થાય છે તેની ખબર છે? બેશરમ! શું બકી રહ્યો છે તું!"

"ખબર છે; ભ્રાતૃહન્તા ઔરંગઝેબની પાસે દયાની આશા રાખીને આવ્યો જ નથી. વીરને મોતે મરવા આવ્યો છું. તેની ખબર તમને ના હોય તો આજે થશે."

"લઇ જાઓ એને; સાંજે એનો વધ કરજો."

સાંભળીને સભા સણસણી ઉઠી. કોઇએ હોઠ પીસ્યા. "એક ઉછરતા નૌજવાનને પ્રાણદંડ!" પણ ઓરંગઝેબના શાસનમાં આવા દંડની નવાઇ નહતી. જે સ્થળે લોકલાગણીને ઉશ્કેરવામાં આવી હતી, તે જ સ્થળે યુવાન માટે વધસ્થંભ ઠોકવાનું ફરમાન થયું.

યુવકને લઇને રાજદૂત દરબારમાંથી જતા હતા, જતાં જતાં યુવાને અંતિમ વચન સુણાવ્યાં:—"હિન્દુજનતા ખાતર

શાહીદ થનારના બ્રહ્મબોલ, સુણાય તે સુણી લેજો, કે અત્યાચારી આ શાસનતંત્રની ઘોર ખોદાઇ રહી છે..."

—અને "બાલીશ" ગણીને હસી કઢાતા એ વીરબોલ, ઔરંગઝેબના લુખ્ખા હાસ્યમાં વિલીન થયા.



**સાયંકાળ** નમ્યો હતો અને શોકાગ્રસ્ત દિલ્હીજનો ભારે ને ધીરે પગલે ઘર ભણી પાછા ફરતા હતા. વધસ્થાનપર શાહીદ યુવાનનો મૃત્યુદેહ પડયો હતો. શાંતરજની આસ્તે આસ્તે અન્ધકારને ઓળે એને આચ્છાદી રહી'તી અને યમુનાંજળને સ્પર્શીને પાવન થએલો મન્દ સુગન્ધી વાયુ, એ મૃતદેહની આસપાસ રક્ષારૂપે વાઇ રહ્યો'તો.

રાત્રિનો ગાઢ અન્ધકાર છવાયો ત્યારે જાગ્રત મનુષ્યનો ધીમો પગરવ સંભળાયો. વળી સામેથી આવતી અન્ય વ્યક્તિનો ઝાંખો ઓછાયો પડયો. બન્ને મૃતદેહને શોધી રહ્યા હતા. એ મુકતાત્માપર ગુરુદેવનો હાથ પ્રથમ સ્પર્શ્યો: "વિક્રમ, અહીં; બેટા! આસ્તેથી આવ, આ રહ્યો મરજીવો વિજય!"

"અરેરે, ગુરુજી! મારી ખાતર વિજયે ભોગ આપ્યો!" વિક્રમનું હૃદય ભરાઇ આવ્યું.

"તારી ખાતર જ શા સારૂ? વિક્રમ, સમસ્ત હિન્દુજનતા ખાતર. વિજયે તેની અજબ શકિતનો પરચો આજે જ બતાવ્યો. ન્હોતો ધારતો કે એ આટલો સ્વાપણુભોગી હશે!"

"પણ મને તેના નિરધારની ખબર આપે કેમ ન કહી?"

"તારા જ જેટલો હું પણ અનભિજ્ઞ હતો. તારી નિદ્રસ્થ-

અભાનાવસ્થામાં તને એ જોવા આવ્યો, ત્યારે વારંવાર એક જ પ્રશ્ન પૂછતો : ' વિક્રમ શી રીતે ઉગરે ? " અને તે વખતના વિષમ સંજોગોથી બચાવનાં દરેક દ્વાર વસાયલાં જોઇ, મારા મુખમાંથી નિરાશાજનક ઉદ્દગાર નીકળતો. પછી તે ગયો અને ગયા પછી આવું કરી બેઠો...' ગુરુની સંયમી ઇન્દ્રિઓ પણ શિથિલ થઇને કંપતી હતી. બોલતાં બોલતાં એમનો કંઠ કુંઠિત થતો હતો: " વિક્રમ, ત્હારા બચાવથી દેશને તું વધારે ઉપયોગી થઇ પડીશ અને તેના ભોગ સિવાય તું બચી શકે એમ નહિ લાગ્યું હોય, ત્યારે જ તેણે આત્મવિસર્જન કર્યું, એમ મને હવે સમજાય છે. "

" જુલ્મી શાસકે કેટલાય ભાઇઓને મારી પેઠ વિયોગ-વિરહમાં ઝૂરતા કરી મૂક્યા હશે !" વિક્રમની વેદના વધતી જતી હતી: " સેંકડો કુટુમ્બો પાયમાલ થયાં હશે, ધર્મભ્રષ્ટ થયાં હશે, કેટલેય ઘેર તાળાં ઠોકાયાં હશે -અરેરે, મુગલાઇની મ્હોકાણે પિતા કારાવાસ સેવે છે! ભાઇ સરખો ભાઇ ગયો ! ગુરુદેવ, ક્યાં સુધી મને રોકશો ? " 'ગુરુદક્ષિણા'નો દિવસ હજુ ય નથી ઉગ્યો શું ? મને આજ્ઞા આપો, આશીર્વાદ દ્યો: મારે જોઇએ છે મુક્તિ-ચ્હાય મરીને, ચ્હાય મારીને. આપે દીધેલા વિદ્યાધનનો વિનિ-યોગ કરવામાંથી હવે વંચિત રહું, તો જનેતાની કુખ લાજે, કુળ લાજે, જીવન લાજે, ગુરુજી ! આપની વિદ્યા..."

પૂર આવેશમાં આવી જઇ, ભાઇના મૃતદેહને વળગી પડી વિક્રમ આક્રન્દ કરતો બળતા બોલ બોલ્યો: " વિજય, વ્હાલા ! તું વિજયી થયો. હું વિજયી થવા નીકળું છું-તું નભોમંડળે ચળકતા આ નવલખ તારક સાથે જોજે, કે દેશભરમાં, પ્રાપ્ત વિદ્યાનો પ્રજ્જવલિત હુતાશ હવે કેવો સળગે છે! ત્યારે તો તારો આત્મા, આ પામર જીવ તરફથી પરિતૃપ્ત થશે ને ?

પ્રતિજ્ઞા લઉં છું, ગુરુજી ! કે હિન્દુજનતાને જાગ્રત કરીશ, તૈયાર કરીશ, મુગલસમ્રાટ્નું સિંહાસન ડોલી ઉઠે એવી ભીષણ ચળવળ જગાવીશ અને દેશનો પુનરુદ્ધાર કરીશ. પ્રતિજ્ઞામાં નિષ્ફળ નિવડું, તો પ્રિયબન્ધુ વિજય અને પૂજ્ય પિતાજીની હત્યાનું પાપ મારે શિર ! દિનહીન કંગાલ જનની–જન્મભૂમિ ! તારા મલિન મુખપર ઉષાની ઉજ્જવળ લાલિમા જોવા જેટલો મને દીર્ઘાયુ રાખજે : ' માતૃદેવો ભવ '. " ઘોર-અન્ધારી રાતમાં જનની જન્મભૂમિ માટે ઉચ્ચરાયલો શુચિ-શબ્દ ગાજી રહ્યો: ' માતૃદેવો ભવ '.



**વિ ક્ર મ ની** તપશ્ચર્યા ફલિત થવામાં એક વર્ષથી વધારે વિલંબ ન થયો. રાજગઢમાં મુગલો વિરૂદ્ધ રાજપૂતશક્તિનો સામનો થયો. રાણા રાજસિંહની સરદારી હેઠળ વિક્રમ રણ-મોરચે એવો ઝુઝયો કે વિલાસભોગી મુગલસેનાનીઓને મૂઠીઓ વાળીને નાસવું પડયું. ઔરંગઝેબને સંધિ કરવાની ફરજ પડી. જજિયાવેરાના વિરોધને લઇ બન્દિવાન બનેલા કેદીઓને પણ મુક્તિ મળી.

પૂર્ણિમાની ચાંદની રાતે, ત્રિવિધ તાપથી સંતપ્ત થએલી જનતાપર ઇન્દુનો અમૃત અભિષેક થઇ રહ્યો'તો. ઉદયપુરનું રાજ સરોવર રસહેલિયાં લેતાં હળુ હળુ હસી રહ્યું'તું. કલ્પના જાગે અને દૈવી પ્રેરણા મળે, એવું એ રમણીય સ્થળ હતું. ત્યાં વર્ષોના વિયોગ પછી, આજ પિતા–પુત્રનો સંયોગ થયો. રાણા રાજસિંહે, વિક્રમને સમ્બોધીને કહ્યું: " પ્રતિજ્ઞાપાલક વિક્રમ ! સ્વદેશભક્તિની ધગશ રાજપૂતવીરોમાં તેં ન ધીકાવી હત, તો આજની રળિયામણી રજની કેવી કાળમુખી નિવડત. "

સાંભળીને પિતાનો આત્મા પ્રફુલ્લ થયો અને તેમનો વરદ હસ્ત વિક્રમના મસ્તકપર ફર્યો. "પણ, વિજય ક્યાં ?" પિતાએ બીજા પુત્રને ન જોવાથી અધીર મને પૂછ્યું.

સાંભળીને વિક્રમનું મ્હોં લેવાઇ ગયું. તે હરફ સરખો ન ઉચ્ચારી શકયો. માત્ર ચન્દ્ર તરફ અંગૂલિનિર્દેશ કર્યો; એટલામાં પાછળથી આવીને કોઇએ કહ્યું: "ભાઇને ખાતર–ભૂમિ ભારતને ખાતર ભોગ આપી, વિજય અમર થયો છે." કહેનાર ગુરુ હતા.

"વિષાદ ન છાજે; વિક્રમ ! મરજીવા માટે આંસુ હોય તો તે શોકનાં નહિ; હર્ષનાં." પિતાએ વિક્રમને આશ્વાસન આપ્યું અને સમસ્ત વનરાજિમાં વિજયના અમરાત્માની મંગલમૂર્ત્તિનાં પિતા–પુત્રને દર્શન થયાં. બન્નેના ચક્ષુમાંથી અનાયાસે એકએક અશ્રુબિન્દુ ટપકયું–તેમાંય જાણે વિજય ન વિરાજતો હોય !

❧

**દરબારી** ડાયરો જામ્યો હતો, અને જામેલી મહેફિલની મધ્યે રૂપાનો નકસીદાર હૂકો, વારાફરતી કડક ગડાકુની લિજ્જત ચખાડી રહ્યો હતો. કસુમ્બાપાણી ઘોળાઇ રહ્યાં હતાં અને રપતે રફતે, ઝડઝમક તથા શબ્દચમત્કૃતિવાળાં ચારણી જોડકણાંનો લલકાર ડોલન ઉત્પન્ન કરાવતો હતો.

અતલસની ગાદી અને મશરૂના લંબગોળ તકીએ ઠાકોર બેઠા હતા. ઠાકોરની ઠકરાત વિષે—ખાસ કરીને આત્મપ્રશંસાના શબ્દો ચારણીગીતમાં ગુંથાય ત્યારે એમના શિરપર શોભતા કસબી કિનારના રેશમી સાફા ઉપર ફરફરતી ફાંકડી કલગી—મોરકલગી પેઠ—હળવી હળવી ડોલતી હતી અને ઠાકોરની સુરમે અંજાયલી આંખો ખીલી ઉઠતી—એવી ખીલી ઉઠતી, બસ પૂછો જ મા !

થોડીક રાહ જોવરાવ્યા પછી પગનાં ઝાંઝરનો છનનન છુમછુમ અવાજ સંભળાયો ! સૌ ટટાર થયા, અને એક કસબણ—કન્યાએ દરબારખંડને સૌન્દર્યથી ભરી દીધો. ઉગ્ર તપશ્ચર્યા સેવતા ધ્રુવબાલકને ચલિત કરવા અમરાપુરીથી સરરર કરતી સરકેલી અપ્સરા જેવી કે શુકદેવજીને મોહિત કરવા ઇન્દ્રે મોકલેલી રમ્ભા જેવી કે શિવજીને પરચો બતાવવા આવેલી પેલી "મોહિની" જેવી એ નર્તકીને જોઇ, અંગે ઉષ્ણતા અનુભવતો આખોય ડાયરો હળવે હાથે પંખાનો વાયરો ખાતો સ્થિર નજરે મંત્રમુગ્ધ બની ગયો !

તબલચીનો તબલાંપર હાથ પડયો. સિતારના તાર ઝણ-ઝણ્યા અને નર્તકીએ સંગીત સાથે નૃત્ય આરમ્ભ્યું:

"રાજા! તારા ડુંગરિયાપર બોલે ઝીણા મોર!
"મોર જો બોલે, બપૈયા બો...લે,
"કોયલ કરે રે કલશોર રે કલશોર રે કલશોર–બોલે૦"

અને ડાયરામાંથી 'વાહુવાજી વાહ, ચલને દો, કયા લિજ્જત'નો શબ્દારવ ગાજી રહ્યો. સ્વલ્પકાળ તાલને ઠમકે મૂંગું નૃત્ય અને પછી પાછું ખુલ્લું સંગીત, એવો ક્રમ ચાલુ હતો:

"માઝમ રાતે, વિજલડી ચમકે,
"છાઈ ઘટા શી ઘનઘોર રે ઘનઘોર રે ઘનઘોર–બોલે૦"

અને ખરેખર, ચાલતા નૃત્યસંગીતે જ ઘનઘોર ઘટા છવાઇ રહી હોય તેમ કારભારીનો પ્રવેશ થયો. તેણે ઝૂકીને ઠાકોરને સલામ ભરી અને કાનમાં કંઇક કહ્યું. ઠાકોરનો વિલાસરસ ઢોળાઇ ગયો–અથવા અધુરો રહ્યો. ડાયરો વેરાયો. કારભારી વદાય થયો કે તરત મલકાતા મુખડે ઠાકોરે નર્તકીને પૂછ્યું:—

"કહે, શી ઇચ્છા છે? ખુબ ખુશ થયો. આવું સંગીત અને અહાહા! ખરૂં કહું તો આ નૃત્ય! બસ્સ, જન્મારામાં આજે જ થયું! કહે તે આપું."

નર્તકીએ સવિનય અને પૂરા મલાજાથી શિર નમાવ્યું. તે બુલબુલ જેવો મિઠો બોલ બોલી: "સંગીત અધુરૂં છે, પછી માગીશ; માગીશ તે દેશો ને?"

"એ શું બોલી?" ઠાકોરે પાણીપાણી થઇ જતાં ખાતરી દીધી: "ન દઉં તો આ ગાદીના સોગન્દ..."

—અને તે જ ક્ષણે, એક જણને લઇને કારભારી દાખલ થયો. નર્તકી બાજુપર ખસી ગઇ. તેણે જતાં જતાં કારભારી

સાથેના સજ્જનને નખશિખ નિહાળી લીધો. તે વખતે નર્તકીના આંતરતાર, પેલા અધુરા સંગીતનો આલાપ ઘુંટી રહ્યા હતાઃ–

"બાઈ મીરાં કહે, પ્રભુ ગિરધર–નાગર ;
" તું મ્હારા ચિત્તડાનો ચોર રે તું ચોર રે તું ચોર–બોલે૦"

***

**ઠાકોરના** અંતઃપુરમાં ત્રણ જણ ખાનગી મસલતમાં ગુંથાયા હતા, અને પડખેના ખંડમાં, પડદાઆડે બેઠેલી નર્તકીના સરવા કાન, એ ખાનગી ગુપ્તગો સાંભળી રહ્યા'તા.

"ઠાકોરસાહેબે તમને મુલાકાતનું માન આપ્યું છે; તેઓશ્રીની તમારા પ્રત્યે કેવી ભલી લાગણી છે, તેનો વિચાર કરી, પોતે પૂછે એનો ઠીકઠીક જવાબ આપો અને જીંદગીને બરબાદ કરનારો ધન્ધો છોડી દ્યો તો સારૂં."

કારભારીએ, પોતાની સાથે આવેલા સજ્જન પ્રત્યે ચીપી ચીપીને મિઠ્ઠી ગોળી ગબડાવી.

"ભલી લાગણી પ્રજાપર વર્ષે તો રાજ્ય વધારે આબાદ થાય અને 'જીન્દગીને બરબાદ કરનારો ધન્ધો' આપોઆપ બન્ધ પડે." સજ્જને કારભારીની ગોળીને વ્યંગ્યના શબ્દતીરે વીંધી નાખી.

"અત્યારે પ્રજાની વાત નથી થતી; તમે તમારૂં જ હિત વિચારો તો ?" ઠાકોરસાહેબે કહ્યું.

"પ્રજાના જ હિતમાં હું સ્વહિત જોતો હોઉં, ત્યાં મારાથી એને નોખી કેમ પડાય ?" સજ્જને મર્યાદાપૂર્વક ઉત્તર આપ્યો.

“ પિતુરી ચળવળથી જ પ્રજાહિત જળવાય એમ માનો છો ? ” કારભારીએ કારોબારની રીતે વાત છેડી : “ તેથી તો રાજ્ય અને પ્રજા, બન્નેને વેઠવું પડે. તમે નથી સમજતા ? વધારે શું કામ કહેવરાવો છો ? ”

“ આપખુદીથી અથવા ‘ સત્તા એ જ કાયદો ’ એ રીતે વર્ત્તવાથી બન્નેને ન વેઠવું પડે વારૂ ! ” સજ્જનની દઢતા ડગતી નહતી.

“ હવે ભાંજગડ જવા દઇને કહો, ” ઠાકોરનો આવેશ ઉભરાઇ જવા લાગ્યોઃ “ તમારે શું જોઇએ છે ? સત્તા, મતા કે સજા ? સત્તા જોઇએ તો સારો ચાન્સ મળી શકશે; મતા જોઈતી હોય તો માગી લઇને અહીંથી મૂગા મૂગા ભાગી જાઓ; સજા જ ભોગવવી હોય તો તમે જાણો. ” કહીને, ઠાકોરસાહેબે સજ્જનનો ભાવ જાણવા તીરછી નજરે તેના સામે જોયું.

“ બોલો, ત્રણમાંથી શું પસન્દ છે ? ” કારભારીએ ઠાકોરના બોલનો ખુશામતી પડઘો પાડયો.

“ ત્રણમાંથી એકેય ચીજની અપેક્ષા નથી. ” સજ્જને મક્કમતા દર્શાવી.

“ તમે હૂકમનો અનાદર કરીને ગુન્હેગાર થયા છો—ખબર છે ? ”

“ અને એક સ્વતંત્રમતવાદીને માનહોદ્દાની કે લાંચરૂશ્વતની લાલચ દઇને ઇશ્વરી કાનુનનો ભંગ કોણ કરી રહ્યું છે એની પણ મને ખબર છે, હો ! ”

ઠાકોરે કારભારી સામે જોયું. કારભારી ચમ્યો. ઠાકોરની લ્હેરિયાં લ્હેતી આંખો જોઇને તેણે મુત્સદ્દીપણે કહ્યુંઃ “ બીજા

મહત્વના કામમાં વિક્ષેપ પડે છે ખરું ? મહારાજ, આપ પધારો. પછી હું મળું છું. હતભાગ્ય છે દેશનું, કે ઉભરો પૂરો ઠલવાઇ ગયા વગર ધાંધળિયાઓના જીવને જંપ જ નહિ વળવાનો. ઠીક ભાઇ, બોલો, તમારે હજુય વિશેષ સંભળાવવાનું બાકી છે ? હોય તો કહી નાખો. ” કહીને કારભારી તોછડું હસ્યો. ઠાકોરસાહેબની ગાદી હવે ખાલી પડી હતી.

“ માફ કરજો, મારે જ મ્હોંડેથી સાંભળવા સારૂ મને અહીં તેડી આણ્યો હોય તો પરસત્તાની દયાપર જીવતાં ઘણુંખરાં દેશીરાજ્યોમાં બને છે, તેમ તમારે ત્યાં ય એની એ આપખુદ-સત્તાનું સામ્રાજ્ય પ્રવર્તી રહેલું મેં જોયું. મુખબન્ધી, કલમ-બન્ધી અને પગબન્ધીના કાયદાઓથી તમે ન ધરાયા, ત્યારે ખાનગી મુલાકાતો ગોઠવવા લાગ્યા ! અમુકને પેટે જન્મ્યા માટે જ ઠાકોર થઇ બેઠેલા બાઘડ બોધારામો તો ફાવે તેમ નાચે, પણ કારભારી, તમેય નથી સમજતા ? ઠકરાતનો વારસો મળ્યો માટે પ્રજાને ચુસી લેવી ? રેંસી જ નાખવી ? કેટકેટલા કરનો બોજો ! અને તે કોની ત્રિજોરી તર કરવા ? એનો ઉપયોગ શો ? ભોગવિલાસ ને રંગરાગ પાછળ પ્રજાનો પૈસો ફના નથી થઇ જતો ? રાજાઓ પાસે વિપુલ ધનસંપત્તિ અને પ્રજા મુફલિફ ! બેકાર ! આ તે કારભાર ! ! અરેબિયન-નાઇટસ્‌માં વંચાતી વાતો જેવી મસમોટી મ્હોલાતોમાં પ્રજા-જીવનનાં ચણતર નથી ચણાતાં ? ખરૂં કહો, તમે વિચાર્યું છે કદી ? ગરીબ રૈયતની ‘ હાય ’ સાંભળવાની ફુરસદ મેળવી છે કોઇવાર ? યૂરપની સે’લગાહો, શરતી જુગાર, શિકારપાટિઓ, મહેફિલ–જલસા, એ બધા ઠાઠ માટે નાણાં વટાય, પણ પ્રજા...”

“ તમારા આ લાંબા ભાષણનો મારે શો અર્થ સમજવો ?”

“ હકીકત ખરી લાગતી હોય, તો તમે ય મ્હારી જ્હેલમાં

બેસો—પ્રજાના આશીર્વાદ લ્યો, ઈશ્વરના કૃપાપાત્ર થાઓઃ બીજો શો અર્થ હોય ? ”

“ કહ્યું નહિ માનો ? હઠ નહિ જ છોડો ?” કારભારીએ મૂળ મુદ્દો ચર્ચવા માંડયો.

“ એટલે તમારી પેઠ ગુલામી અધિકારે ચડવું, એમ કહો છો ?”

“ તો જેલ—મ્હેલ સેવો.” કારભારીનો આ અંતિમ ઇન્સાફ હતો.

***

**અ જ વા ળી** રાત હતી. બીજનો ચંદ્ર ખીલ્યો હતો. કમરપૂર ઘાસને વટાવતું ગાડું, બે ડુંગરની વચ્ચેના રસ્તે થઇને રવાલમાં ચાલતું હતું. જોતરે જોડાયલા બળદના ગળાની ઘંટડીના રણકા સિવાય, માનવીનો અવાજ કર્ણગોચર થતો નહતો. ગાડાવાળો કદિ કદિ ગામઠી દોહા છોડતો, અને ડુંગરાળ દિગન્તમાં એના પડછન્દ પડતા. નિર્જન સીમપ્રદેશમાંથી તમરાંનો તો કોઇ કોઇ દિશામાં શિયાળવાંનો કર્કશ અવાજ, એકાન્તની શાંતિમાં વિક્ષેપ પાડતો હતો.

ગાડામાં એક પુરુષ અને એક સ્ત્રી એમ બે જણ બેઠાં હતાં અને ત્રીજો ગાડાવાળો. ગાડાવાળાની આંખો ઝોલાં ખાવા લાગી, તેના દોહા ધીમા પડયા અને તે અર્ધનિદ્રાવસ્થામાં પડયો, ત્હોય ભોમિયા બળદ, ચીલે ચીલે અને ધીમા હલકારે વાંકડી શિંગડીઓ હલાવતા ગાડું ખેંચ્યા જતા હતા. ધવળ શીતળ ચન્દ્રિકા વિશેષને વિશેષ પ્રકાશતી હતી. તે વખતે ગાડામાં બેઠેલા પુરુષે સ્ત્રીની સામે નજર નાખી-હા, નજર;

પણ નરદમ નિર્વિકારી. સ્ત્રીએ પુરુષની સામે જોયું. એના હૃદયના ભાવ, પુરુષબુદ્ધિને અગમ્ય હતા.

"તમે કાંઇ કહેવા જતા હતા, ખરૂં ?" સ્ત્રીએ વાતના ગણેશ માંડયા.

"હા; હું એમ પૂછતો હતો, કે...પણ તારૂં નામ ?"

"બાલા."

"કે તું ઇચ્છતી હતી એવી આ એકાન્ત છે. દિશાઓ સિવાય અન્ય સાંભળી જાય એવું અહીં કોઇ નથી..."

"તમે ?" બાલાના વદનપર સ્મિત ફરકયું.

"જો, મારી કને ઠાવકી રીતે વર્તજે; મને ટીખળ પસન્દ નથી, ખાસ કરીને સ્ત્રીઓનાં."

બાલાના મુખપર સહજ ગ્લાનિ અને વિશેષ ગંભીરતા છવાઇ. તે બ્હીતાં બ્હીતાં બોલી : "એટલા બધા અરસિક છો ?"

"તું બીજી જ વાતપર ઉતરી જાય છે! એવી રીસ ચડે છે ! પણ શું કરૂં ? તારો મારાપર ઉપકાર..."

"હવે છાલ મૂકો. ઉપકાર ! હા; ખરૂં !" બાલા વિચારમાં પડી, યુવાન સામે છૂપી નજરે જોતી હતી.

"હવે કહીશ કે આ બન્દિવાન બન્ધનમુકત કેમ થયો ?" યુવાને મૂળ વાત છેડી.

"કેમ વારૂ ? ગાડામાં બેસીને ઘરનો રસ્તો માપી રહ્યા છો એમસ્તો–બન્ધનમુક્ત થયા તે એમ !"

"પણ શી રીતે ?" યુવક ચીડાતો હતો.

"એ હાથ લાવો." બાલાએ યુવાનના બન્ને હસ્ત પકડીને એકઠા કર્યા : "આનાપર બેડી જડાઇ હતી; તે છોડી નાખી એટલે છૂટા થયા !" બાલા બડી મોજમાં આવેલી લાગતી.

"તું મને ઉડાવે છે, હો ! નથી સમજતો એમ નહિ. કહે, ખરેખરૂં કહેવું છે કે નહિ ?" યુવાને પોતાના હાથ, બાલાના કરકમલમાંથી પાછા ખેંચી લેતાં કહ્યું.

"જાણીને શું કરશો ?" બાલા હજુ ઠંડે કલેજે બોલતી હતી.

"લે ! 'શું કરશો ?' યુવાને ચાળા પાડતાં કહ્યું : "ઉપકારીનું ઋણ વાળવું એ મનુષ્યમાત્રનો ધર્મ છે."

"જાણે અમૃતનો ઘુંટડો પાયો ! યુવાન," બાલા હવે સ્વસ્થ મને કહેતા લાગી : "ધર્મની ધગશ તારામાં કેવી છે, તે પડદાઆડે રહીને હું સાંભળતી હતી..."

"ઓહ !" યુવાન અચંબો પામ્યો : "ઠાકોરના અંતઃપુરમાં હતી તું ?" ઓળખવા સારૂ યુવાને બાલા સામે મીટ માંડી.

"ઊંચા આકાશ સામે જુઓ; આકાશમાં ખીલેલા ચન્દ્રને જુઓ; એની ચન્દ્રિકાને જુઓ. ચન્દ્રિકાથી ઉજમાળી બનેલી આ રઢિયાળી કુદરતને જુઓ—મારા સામે શું જોઇ રહ્યા હશો! બ્હી મરૂં છું...કે ઘેર મૂકીને આવ્યા હશો એનો ચીતાર..."

"ઘેર કોઇ રાંડનારૂં નથી." યુવાનથી ન બોલવાનો બોલ બોલાઈ જવાયો.

"ને ઘર માંડનારૂં ય પણ ?" બાલાને યુવાનનો બોલ વ્હાલો હીમ લાગ્યો હતો.

" મને કહી દે, હું કેમ છૂટયો ? " યુવાન પાછો મૂળ વાત-પર આવ્યો.

" લ્યો ત્યારે સાંભળો: ઠાકોરસાહેબ જબાનથી બન્ધાઇ ગયા હતા ને મારે વાસ્તે બહુ આશાભર્યા હતા—"

" ત્હારે વાસ્તે ? એટલે તું કોણ છે ?"

" હવે કહું તે સાંભળશો કે આડીતેડી વાતો કરવી છે ?" બાલાએ દમ ભરાવ્યો. યુવાન ઉત્તરને ગળી ગયો. બાલાએ કહેવા માંડયું : " હું માગણી કરૂં તેને ઠાકોરસાહેબે માન્ય રાખવી જ પડે એવો ઘાટ ઉતર્યો હતો. મેં કહ્યું : " સ્વયંસેવકને છોડી મેલો. " યુવાન આશ્ચર્યમુગ્ધ થતો હકીકત સાંભળ્યે જતો હતો : " તેમણે કેટલીયે આનાકાની પછી કચવાતા મને કબૂલ કર્યું, પણ એ શરતે, કે એક જ રાતમાં એમના રાજ્યની હદ વટાવી જવી જોઇએ ! સહિસલામત તમને રાજ્યહદની બ્હાર મૂકી આવવા ગાડાની ગોઠવણ કરી અને આપણે અહીં સુધી આવી પહોંચ્યાં છીએ. પ્હો ફાટતા પહેલાં તો..."

"બાલા, બાલા ! મારી ખાતર આ બધું ?" યુવાનનું ઉપકારવશ મન વિહ્વળ બન્યું " એક આપખુદ સત્તાના બન્ધનમાંથી મુક્ત કરી, તેં ઋણના બન્ધનથી મને બદ્ધ કર્યો ! કહે, શી રીતે બદલો વાળું ? " બાલાના સુકોમળ દેહની આસપાસ યુવાનની ભાવભીની ભૂજા વીંટળાઈ વળી.

" મને પરણીને ! " બાલાએ, યુવાનની હડપચી, હેતપૂર્વક અને લાડથી ઊંચી કરતાં કહ્યું. યુવાનની નજર તેની આગળથી ખસતી નહતી :

"કેમ ? બોલોની !" બાલાનું હૃદયમન્થન અજબ હતું. યુવાન કાંઇ પૂછવા જતો હતો—આપણે કલ્પીએ, કે પરણવાની વાત નીકળી, એટલે એના અનુસન્ધાનમાં સંસારની રીત પ્રમાણે તે બાલાની નાત–જાત પૂછવા જતો હશે—પણ એટલામાં ગાડાવાળાએ ખૂંખારો ખાધો. તે જાગી ઉઠયો અને જોયું તો ઘૂઘવતી નદી પાસે આવતી જણાઇ; તેણે ગાડું અટકાવ્યું : "અહીં જ થોભવું પડશે. ભરખાંખરૂ થયા વગર નદીપાર નહિ જવાય. પાણી ચડયાં લાગે છે." કહીને તેણે ગાડેથી બળદ છોડવા માંડયા.

તે વખતે ચન્દ્ર આથમી જવાની તૈયારીમાં હતો.



**લો ક મા ન તા,** કે બાલા કસબણની કન્યા છે; નાચનારી છે, ઉસ્તાદ ગાનારી છે : પણ લોકમંતવ્ય સદૈવ ક્યારે સાચું હોય છે ? "વા વાયાથી નળિયું ખસ્યું" જેવા કેટલાય કિસ્સા, અનુમાનની ઇમારતપર ચણાય છે. બાલા નાચનારી હતી અને ઉસ્તાદ ગાનારી હતી, પણ ખરેખાત કસબણની જ કન્યા હશે કે નહિ, એની ખાતરી કરવા કોઇએ કાળજી ધરાવેલી નહિ અને લોકવાયકાને જ વાયરે હલકી ઓલાદમાં તેની ગણના થતી. ખરી હકીકત ભૂતકાળનો પડદો ઉંચકાય તો જ માલમ પડેને ?

બાલા કસબણની કન્યા નહતી; પણ ઉચ્ચ મનાતી વર્ણના કુલીન કુટુમ્બનું ફરજન્દ હતી. કન્યાશાળાની નાની-નાની છોકરીઓ એકવાર ઉજાણીએ નીકળેલી, ત્યાંથી તે ભણતી બાલા, ગુંડાના હાથનો શિકાર થઇ પડી. માબાપે એની તજવીજ–તપાસ–માટે આસ્માન–જમીનને ખુંદી વળવા જેટલા ભગીરથ પ્રયાસો



સંસ્કારી કુટુંબની **બાલા**, અનુકૂળ સંયોગની હરપળે રાહ જોતી.”
( ‘ગુણસુન્દરી’ના બન્ધુકૃત્યથી ) [ પૃષ્ઠ ૧૬૫ ]

કર્યા, પણ પત્તો ન મળ્યો અને પેટની એકની એક દીકરી પાછળ ઝૂરી ઝૂરીને બન્નેનો જીવ ગયો—માબાપને "દીકરીએ દીવો"ય ન રહ્યો અને ઘર ઉજડ થયું.

થોડાક કલદારને સોદે બાલા દલાલણને સોંપાઇ અને દલાલણે એનું સૌન્દર્યના બઝારમાં લીલામ કર્યું. બાલા નાયકણને પનારે પડી.

તે નાયકણ ખરી, પણ ઉઘડેલ વેશ્યા નહિ મિજલસ-જલસામાં નિમંત્રણ મળે ત્યાં નૃત્ય અને સંગીત માટે જ જાય. એને ત્યાં હવસના કામી કીડાઓ વાસ્તે દ્વાર બન્ધ હતાં. એવો એક જ યાર હતો, જેને પેલી નાયકણ—દ્વાર, દેહ અને દિલનો ભોગવટો ભોગવવા દેતી બાલા એને ત્યાં ઉછરીને મોટી થઇ, તેણે નૃત્ય—સંગીતની અચ્છી તાલીમ મેળવીને તેમાં ઠીક ઠીક નિષ્ણાત થઇ-ઠેઠ ઉમર લાયક થતા સુધી, પ્હેલ પાડયા વિનાના રત્ન જેવી બાલાએ એના રૂપ અને શિયળ પર આભડછેટનો ઓળો સરખો પડવા દીધા સિવાય સંભાળ પૂર્વક અણીશુદ્ધ જાળવ્યાં હતાં.

બાલા અણસુંઘ્યા ફૂલ જેવી અથવા વણવીંધી ફૂલ કળી જેવી હતી. એની ખીલતી યૌવનવસન્તપર, નાયકણનો આશક-ભ્રમર મોહમુગ્ધ થયો. બાલા એના ચેનચાળા સમજી શકે એટલી હવે સમજણી થઇ હતી. તે ચગી ગઇ, કે હવે કોલસાની ખાણમાં ઝાઝો વખત રહેવામાં સાર નથી. સંસ્કારી કુટુમ્બની બાલા અનુકૂળ સંયોગની હરપળે રાહ જોતી. એવો એક પ્રસંગ, સ્વલ્પ કાળમાં તેને તેડી જવા આવ્યો. નાયકણના આશકની વર્ષગાંઠ હતી. એ નિમિત્તે તેણે જલસાનો કાર્યક્રમ ગોઠવ્યો હતો; પણ તે જ અરસામાં નાયકણ ઇન્ફ્લ્યૂએંઝાથી પીડાતી હતી,

તેથી તે ન જઇ શકી. નિમંત્રણનો નિરાદર ન થાય, માટે બદલામાં બાલાને મોકલી.

બાલાએ તબલચી સાથે તે દિવસે નાયકણનું ઘર છોડયું, એનો સહવાસ છોડયો, નામરજીનો–કૃત્રિમ–વિલાસ છોડયો. અહીંના ત્રાસથી કંટાળેલા તબલચીને પ્રથમથી જ તેણે સાધી મૂકયો હતો : બન્ને જણે, નાયકણના આશકને ત્યાં જવાને બદલે, ટેક્સીમાં બેસી સ્ટેશનનો રસ્તો લીધો.

ત્યારથી તે આજની ઘડીપર્યંત બાલા નિર્મળ જીવન ગાળતી. ધન્ધાની દૃષ્ટિએ નૃત્ય–સંગીતમાં તે રત રહેતી, પણ નિર્વિકારી ભાવે. એની ખ્યાતિ સાંભળીને ઠાકોરસાહેબની આંખો–આંખો જ શા માટે? આખો જીવ–અધીર થયો: તેને પોતાને ત્યાં તેડાવી; પંદરેક દિવસ અલગ ઉતારે રહી અને ઠાકોરને ખુશ બ ખુશ કરી, તેણે ઇનામમાં જે મેળવ્યું, તે સ્વયંસેવક પેલો ફૂટડો યુવાન.

એ ખરૂં, કે મનથી શુદ્ધ છતાં વાચાથી તે વટલાઇ હશે–નાયકણને ત્યાંના થાળમાંય જમતી હશે. જો કે તે થાળ ચોકૂખી ચિનાઇ ચાંદીના હોય, રસોઇ 'શુદ્ધ બ્રાહ્મણીઓ' કરતાંય સવાઇ શુદ્ધ હોય, છતાં અન્ન તો નાયકણનું ને! "એટલો જ વાંધો ખટકતો હોય, તો દેહશુદ્ધિ 'પ્રાયશ્ચિત'નો વિધિ કાંઇ મરી પરવાર્યો નથી, દલીલ દાખલ એમ પણ કહી શકાય, કે મનસા વાચા કે કર્મણા કેટકેટલા અવતાર અભડાયાં જાય છે! એની સામે કોણ જુએ છે? અખાદ્ય ને અપેય ખાનપાનથી કોઠાને ઠંડો કરનાર હજારો માનવજીવડાઓ કયારે દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરે છે–અને છતાં, કશા પણ વાંધા–વિરોધ સિવાય, ભર્યા સમાજમાં, પવિત્રતાના પારસપુતળા પેઠ તેઓ કયાં નથી મ્હાલતા?" બાલા વિચારતી : "સાચેસાચું કહી દઉં છું એ જ મારો ગુન્હો!"

**બાલા**ના મુખમાંથી, તેની કરુણ કથા યુવાને સાંભળી અને કસબણુને ત્યાં તે રહી રતી એ વાક્ય ઉચ્ચારાયું કે તરત, **બાલા**ના કટિપ્રદેશે વિંટળાયલો યુવાનનો હસ્ત, સરી જતા સર્પ પેઠે, ધીરે ધીરે શિથિલ થઇને સરકી પડયો ! જાહેર જનતાના ઉદ્ધાર માટે મથનાર એ સ્વયંસેવકને હવે **બાલા**ને જોઇને જાણે ચીતરી ચડી !

***

**સ્વયં સેવક અને બાલા:** બન્નેને સહિસલામત નદીપાર ઉતારીને અથવા ઠાકોરસાહેબની હકુમતવાળી હદની બહાર મૂકીને ગાડાવાળો એને રસ્તે પડયો હતો અને પુરૂષ–પ્રકૃતિની બેલડી, નદીને કિનારે પણ દૂર દૂર ઊભેલાં વૃક્ષ અને વેલડી પેઠે, એક બીજાની અડોઅડ સ્પર્શીને, છતાં જીવનની જુદાઇ અનુભવતાં એક શિલાપર બેઠાં હતાં. ઉષા કયારની ઉગીને આથમી પણ ગઇ હતી, છતાં આ બેમાંથી એકકેયના જીવન-પ્રદેશમાંથી ઉષા પહેલાંનો અન્ધકાર ન્હોતો વેરાયો.

**બાલા**એ પોતાની રજેરજ અને સાચેસાચી વીતક વાત સ્વયંસેવકને કહી સંભળાવી. તે મધુમક્ષિકા જેવું જીવન જીવતાં જીવતાં, જેવા સંસારસુકાનીનાં સ્વપ્ન સેવતી હતી, તેવી સ્નેહમૂર્તિ એની હાજરાહજુર બેઠી લાગતી, અને એ સ્વતંત્ર-મતમાદી, પરગજુ, જનતાના હિત ખાતર યાહોમ ઝંપલાવનાર ને તેને અંગે વિપત્તિ નડે તે સામે જીવનના ઉમદા જવાહીરથી ઝુઝનાર પ્રસ્તુત સ્વયંસેવકરૂપ પોપટની મેના થવા મથતી હતી. **બાલા**ને જીવનભર મધુમક્ષિકા ન્હોતું રહેવું; એને એવા સંસ્કાર જ ન્હોતા મળ્યા. ઠાકોરસાહેબના ડાયરાની છેલ્લી મહેફિલ પ્રસંગે, ખાનગી ગુફતગો સાંભળ્યા પછી, સ્વયંસેવકના સૂસવતા તીર સરખા પ્રત્યુત્તરોએ, **બાલા**ના બેદિલ દિલમાં ઉંડી કદાચ અવિચળ–છાપ પાડી હતી અને એ અસરની તણાઇ

અહીં સુધી આવી હતી—ઘરબ્હાર છોડીને, એશઆરામ ત્યજીને, વફાદાર અને વિશ્વાસુ પોતાના તબલચીનો ય ત્યાગ કરીને અને નર્તકી કે ઉસ્તાદ ગાયકની નામના તથા નામનાને અંગે મળતાં મહામૂલાં નઝરાણાં—સર્વસ્વને ફગાવી દઇને તે યુવાન સાથે બેઠી હતી—એની સાથે ગૃહસ્થાશ્રમી થવા.

બાલા યુવાનની સ્કંધે તેની દેહવેલી નાખીને પડી હતી, નત મસ્તકે, ફફડતી છાતીએ, આશાતુર નયણે : એની છુટ્ટી શિરવેણી, વહેતી વાયુલહરથી, યુવાનના વૃક્ષઃસ્થળને કુમાશ આપવા ફરફરતી હતી, પણ સ્વયંસેવકનું હૃદય ! નદી તટે, ઠેર ઠેર વેરાયલા પેલા પત્થર કરતાં જરાય નરમ નહતું લાગતું. એની નીચી નમેલી આંખનું પોપચું ય ફરકતું નહતું. “ કસબ-ણને ત્યાંની કન્યા ! ” મગજના તંતુએ તંતુમાં એક આ જ ભાવનાનો ડંખ એને ડંખ્યા કરતો.

“ વિચાર જ કર્યા કરશો ? ” બોદિલ બાલા આશાનો એક બોલ બોલી.

“ તારો **ઋણી** છું; લાગે છે, કે **પતિ** નહિ થઇ શકાય.”

યુવાને દુભાતે હૈયે, છતાં જાણે અંતિમ નિરાકરણ કહી સંભળાવતો હોય તે રીતે કહ્યું.

“ ઇચ્છો તો પણ ?”

“ તો પણ; બાલા, મને બહુ દુઃખ થાય છે—તને આવો ઉત્તર સંભળાવતા; પણ નિરુપાય...સમાજનાં બન્ધન ! ” યુવાને નિઃશ્વાસ નાખ્યો.

“ બન્ધન ! અને વળી સમાજનાં ?” બાલા આવેશમાં આવીને બોલતી હતી : “ તમે રાજ્યના કાયદાનો છડેચોક ભંગ કરવા જેટલી તાકાત ન્હોતી બતાવી ? આજ સમાજના રૂઢિબદ્ધ કાયદાને ન કચરી શકો ? સમાજના એ એક જ

કાયદાનો ભંગ કરીને ! ભલા પુરુષ, ચિત્તથી મને ચાહો જ છો, તો વર્ણાન્તર લગ્નને ચીલે ચાલો ને...” બાલાના કાકલુદીભર્યા કાલાવાલા, એની રમતીઆળ છટામાં રમણીય એટલા જ હૃદયવેધક હતા. યુવાનનું અંતર કળવું મુશ્કેલ હતું. તે બાલાની કંગાલ મુખમુદ્રાને અકથ્ય નજરે જોતો હતો. બાલા હજુ બોલતી અટકી નહતી : “ શું જોઈ રહ્યા છો ? અંગના અવયવો ! શંકા છે ? દાક્તરની પરીક્ષામાંથી પાસ થાઉં તો તો પછી ઘર ઉઘાડી આપશોને...”

“ વ્યર્થ કલ્પના કરી મનને વ્યાકુળ ન કર. બાલા, તારા શિયળ વિષે મને જરાય સંદેહ નથી. તું અમથી અકળાય છે.” પોતે છેક નિષ્ઠૂર નથી, એની પ્રતીતિ કરાવતા યુવાનના શબ્દો સાંભળીને બાલાને લગીર શાંતિ વળી. તે બોલી : “ ત્યારે બીજો શો બાધ નડે છે ? કસબણને ત્યાં ઉછરી તે ? અરે યુવાન, ” બાલાએ યુવાનના લલાટ આગળ આવેલા ગુચ્છીના વાળને ફેરવંકા કરતાં કહ્યું : “ મને કહીશ, ‘ બ્રહ્માના મુખમાંથી ’ નીકળેલા બ્રાહ્મણની યોનિમાં અવતરેલો જીવ જો મદ્યમાંસ સેવતો હોય તો તે જાતનો બ્રાહ્મણ છતાં નાપાક ગણાય, તો કસબણને ત્યાં રહ્યા છતાં શુદ્ધ રહેનાર સુન્દરીનો પવિત્ર આત્મા તરીકે શા સારૂ સ્વીકાર ન થાય ? બ્રાહ્મણ, માટે જ તે પવિત્ર નહિ, તો અબ્રાહ્મણ, માટે જ અપવિત્ર ? વિચિત્ર નથી લાગતું તને ? કહે મને, બિલ્વમંગળનો ઉદ્ધાર કરનારી વેશ્યા હતી, છતાં એની આગળ તારૂં શિર ન ઝુકે ? મારા મજનૂ, તું મહાત્મા મૂળદાસ જેટલો ઉદાર ન થાય–મારી ખાતર–પ્રભુની ખાતર–એક વખાના માર્યા ઝુરતા જીવનો ઉદ્ધાર કર્યાનું પુણ્ય ન મેળવે ? રેતીના રણમાં ઢોળાઈ જતા પ્રેમનો ઝીલનહાર થાને ! તું કહેતો, કે ગુલાબના ફૂલ

જેવી છું, ના, મારા દિલબર, છત્રછાયા વિના વીલાઇ જતો ગુલછોડ છું; એનું છત્ર થા ને !"

બાલાએ–યુવાન સામે આશાભરી મીટ માંડી; તેણે જોયું, કે સમાજનાં બન્ધનને ઢીલાં કરનારૂં શસ્ત્ર કદાચ ઇન્દ્રરાજા કે સ્વર્ગનો કોઇ ફિરિસ્તો ફેંકનાર હોય, તેમ યુવાનની દૃષ્ટિ ગગનના ચન્દરવે ચોંટી રહી હતી.

" આમ જો," બાલાની કાકલુદી, સામે જ વહેતાં નદીનાં નીર પેઠ અસ્ખલિત પ્રવાહે વહ્યા કરતી : મને કહે, સજ્જન ! પંકમાં ઉગેલાં પંકજ દેવકંઠે ચડે છે કે નહિ ? ' કસબણનો સહવાસ ' એટલા જ કલંકથી તું કંપી ઉઠતો હોય, તો રાતનો પેલો ચન્દ્ર ! કલંકિત છતાં તને એ ન્હોતો ગમતો ? એની ચાંદનીનાં પૂરને તું ન્હોતો પીતો ? મને ખાતરી છે–હું માનું છું,–મને ખાતરી છે, કે આ ઉજમાળા જીવન પ્રત્યે તને કેવી મિઠી મમતા છે; એ ઉજ્જવળતામાં ' કસબણ ' શબ્દની કાળાશનો તું ડાઘ દેખે છે ? માન કે એટલો કાળો ડાઘ છે– ત્યારે તું એને ભૂંસી નાખને ! કાળી કાળી ધૂપસળીની સુગન્ધને, સમાજનાં અનિષ્ટ બન્ધનને ભોગે વેડફાઇ જવા દઇશ ? ના, નહિ; એમ ન કર. દયાળુ થા. કાળી કાળી ત્હોય કાબર કે વાગોળ નથી, કોયલ છું. અંતર ઉકેલીને જોઇ લે–પછી કહે, કેવી છું ?" ઉગ્ર તપશ્ચર્યાને અંતે વરદાન દેતા દેવના વરદ હસ્ત ઉર્ધ્વગામી થયા હોય અને તેમના પ્રસન્ન વદનથી, ઇચ્છાને ફળિભૂત કરનારૂં પેલું વચનામૃત–' તથાસ્તુ ' હમણાં જ સંભળાવાનું હોય, એવી ઉત્કટ ને તીવ્ર ઉત્કંઠાપૂર્વક, યુવાનનો અંતિમ નિર્ણય સાંભળવા બાલાની બધી જ ઇન્દ્રિઓ એકતાર થઇ.

–અને, અગાધ સમાધિમાંથી જાગી, પોપચું ખોલી, તપસી તેનો હોઠ ફફડાવતો હોય એમ, સ્વયંસેવકે ભારે

મનોમન્થનને અન્તે અવિચળ નિરધાર સંભળાવ્યો : " બાલા, 'હ્હારો ઋણી છું.' બાલાનું હૃદય વધારે વેગથી ધડકવા લાગ્યું : " તારા સુન્દર યૌવનને અને નિર્મળ જીવનને હું હડધૂત નહિ થવા દઉં; " બાલાને હજુય એક બોલ સાંભળવો હતો. અતિશય આતુર નયણે યુવાન સામે તે તાકી રહી. યુવાને છેલ્લો બોલ છોડયો : " હડધૂત નહિ થવા દઉં; કહેતી હોય તો હિન્દુસભા માર્ફત શુદ્ધિના વિધિથી તું સમાજમાં ભળતી થાય એવી ગોઠવણુ કરી દઉં—"

" અને પછી ? " બાલા બહુ અધીરી બની ગઇ હતી.

" પછી સમાજમાં અનુકૂળ સ્થાન શોધી લઇ જીવનનો નિર્વાહ ચલાવી શકશે."

યુવાનનો આ અંતિમ નિરધાર હતો—મહા મનોમન્થન પછીનું નવનીત તે આ ! સાંભળીને બાલા સ્તબ્ધ થઇ ગઇ: " શુદ્ધિ થયા પછી, સમાજ સુદ્ધાં અપનાવી લે તે પછી પણુ, સ્વદેશ ખાતર ભેખનો અંચળો ઓઢનાર સ્વયંસેવક, સમાજની એક સાંગોપાંગ શુદ્ધ—છતાં નિઃસહાય—વ્યકિતને 'પોતાની' ગણીને ગૃહમન્દિરે નહિ થાપવા જેટલો નબળા મનનો ! અરેરે, મારા પ્રા...ણુ ! " કહીને બાલા, તૂટી પડતી લતા પેઠે, યુવાનને ચરણે મસ્તક નાખતી લચી પડી. બાલા ઢગલો વળી ગઇ. તેની સામે જોવાય તો મન કદાચ વિહ્વળ થાય ને નિશ્ચયથી ડગી જવાય એવી ધાસ્તીથી, કરમાયલા ફૂલને ફેંકી દેતો હોય તેમ, પોતાને વળગી રહેલી બાલાથી એક જ તરછોડે છૂટો થઇ, યુવાન ઉભો થયો—બાલાના સામો સહજ દૃષ્ટિપાત સરખો કર્યા સિવાય તે ચાલ્યો—નદીની રેતાળ ને પાધર ભૂમિ વટાવી, પગદંડી જેવી સાંકડી ગલીમાં થઇને વતનની વાટે ચાલ્યો, ત્યારે વાયુની ઉષ્ણુ લહરી વાતી હતી અને તેના રસ્તે, વડ આદિ

વૃક્ષોપરથી ખરી પડેલાં સુક્કાં પાંદડાં, તેના પગ તળે કચરાઇ જવાથી, કડકડ અવાજ કાને પડતો હતો.

***

**દેશનેતાઓ** જે કોટિના સ્વયંસેવકો ઇચ્છતા હતા, જે સમસ્ત દેશમાં સ્વાતંત્ર્ય અને સ્વાયત્તશાસનની હાકલ પહોંચાડી શકે, લોકમતને અચ્છી તરેહથી કેળવીને 'કાયાપલટ' કરી દે તથા બેધારી તલવાર જેવી, દેશને માથે ઝઝુમતી પરસત્તાનું ઇન્દ્રાસન ડગમગ ડોલાવી દે, એવા મુઠ્ઠીભર સ્વયંસેવકોમાં આ યુવાનની ગણના, રંચ માત્ર શંકા સિવાય થતી. વર્તમાનપત્રોમાં એની ભારોભાર પ્રશંસા છપાતી, એના વિષે કવિતાઓ રચાતી અને કોઇક જાહેર સમારમ્ભોમાં ગવાતી પણ ખરી; એની પ્રતિભા અજબ! એની હાજરી હોય, ત્યાં નવું ચેતન રેડાય.

એની મુછનો દોરો હમણા જ ફુટતો હતો—પહેલી જ પચ્ચીસીને આરે તે પહોંચ્યો હતો. દેખાવડો, કાન્તિમાન, વિદ્વાન, પ્રતિષ્ટિત, મોભાવાળો, બહોળો માન-મર્તબો ધરાવનાર, વ્યાયામનો શોખીન; ટુંકામાં સૌ સારા માણસોને ગમી જાય એવો એ સ્વયંસેવક હતો.

એની રગે રગે સ્વદેશના સિધ્ધમંત્ર માટે, નોકરશાહી સામે વિપ્લવ જગાડનારી જ્વાળા ધીકતી. બંડખોરોની નામાવલિ નોંધાય, તો પહેલી સહી એની જ વંચાય—એટલી એને પોતાના દેશ પ્રત્યેના નગદધર્મ માટે ધગશ હતી. પ્રજાકીય કામોમાં મચ્યા રહેતાં, કેટલીય ટંકો તેણે ચવાણું ફાકીને કહાડી હશે. નિરાંતે સુએ નહિ; ઘસાઇ જતી જીંદગી સામે જુએ નહિ, પગવાળીને બેસે નહિ; જ્યારે જુઓ ત્યારે સ્વદેશનો એ સિપાઇ, ખડે પગે તૈયારનો તૈયાર! સમાજને—દેશની તેત્રીસકોટિ વસ્તિવાળા વિશાળ સમાજને સડતા—મુડદા જેવો રાખીને, સ્વદેશને સ્વતંત્ર કરવાની તેને તમન્ના લાગી હતી!

"પાછળ પાછળ ક્યાં સુધી આવવું છે? છાલ નહિ છોડે? સ્ત્રીહઠ કહી છે તે ખોટી નથી!" યુવાનના ઉદ્ગાર પછી, તેનાથી તરછોડાયલી બાલા, હજુય આશા નામના પંખીને, સુતરના કાચા તાંતણે ટીંગાઇ રહેલું જોઇ રહી હતી. તેણે યુવાનની કેડી લીધી અને રોતી, ડુસકાં ભરતી, આજીજીભરી લાગણી ઠાલવતી, કપાઇ જતા કનકવાની દોરી પેઠે યુવાનની પાછળ ઘસડાતી હતી. યુવાન તેને ઉપર્યુક્ત ઠપકો દેતો ઉભો હતો.

"કહું છું કે કેડો મેલ!" ઘુરકીને યુવાને આગળ ડગલું ભર્યું-બાલા તેને વળગી પડી. વિખરાયલા વાળથી વધારે બેબાકળી લાગતી બાલા—આલિંગનવડે, સ્પર્શે, નિઃશ્વાસે નિજમનથી માનેલી સ્નેહમૂર્તિના હાથપર દેવાયલાં ચુમ્બને, યુવાનના સર્વાંગને, એની 'અર્ધાંગના' થવા ઇચ્છનાર પ્રેયસી—'અભડાવી' રહી હતી: "મારો કે તારો, તમારે ખોળે છું." બાલાના આક્રન્દથી, કલકલ નાદે વહેતી નદી સુધ્ધાં રડી ઉઠી.

"તારા કરતાં પલિત વધારે ભૂંડું નહિ હોય!" યુવાનનાં વજ્રવેણુ સૂણીને, આસપાસ ઉભેલાં વૃક્ષોનાં મૂળ, ધરતીની અન્દર ત્રાસથી જાણે ધ્રૂજી ઉઠયાં!

જીવને સજીવ જીવ તરછોડી શકે; જડ ધરતીનો ખોળો સૌને વાસ્તે ને સદાકાળ મોકળો છે. બાલા ધરતીપર પછડાઇ. યુવાનનાં કદમ ત્યાંથી ઉપડતાં હતાં.

***

**ગામની** રખવાળી કરતાં અને રખવાળી સારૂ ગામથી દૂર દૂર—સીમના સીમાડાથીય આગળ—કેટલાંય ખેતર વટાવ્યા બાદ, જીર્ણ શિવાલયમાં શિવલિંગ અને પાર્વતીજીનો નિવાસ હતો. ગામનો કોઇ પૂજારી, એ ભોળાં દેવ—દેવીને પ્રસન્ન કરવા આવ્યો હશે, તે શિવાલયમાં પેસતાં જ નજર સામે બંધા-

ચલા ઘંટની ટોકરી વગાડી રહ્યો હતો. શિવાલયનો ઘંટારવ, ગામ તરફ જતા યુવાનને કાને અથડાયો અને મોડી મોડી જાણે અણુદીઠ કોઇ દૈવી પ્રેરણાએ તેને સચેત કર્યો હોય, તેમ ચાલતાં ચાલતાં તે એકાએક થંભી ગયો. પછવાડેની દિશા ભણી એનું મ્હોં ફર્યું. તે ક્ષણભર અવાચક જેવો ઊભો રહ્યો. હડપચી આગળ હાથની આંગળી ટેકવી, ભીની થતી પાંપણોને નીચી ઢાળી, વિચાર કરતાં કંપી ઉઠયો: “ એની આશાને છુંદી નાખી! ખીલતા એક નિર્મળ જીવનપુષ્પને અકાલે કરમાઇ જવા દેવાનું મહાપાપ હું વ્હોરી રહ્યો છું! નિર્દોષ બાલાનો બેલી મારા જેવો નહિ થાય તો એને પછી કોનો આધાર! ”

યુવાન ઉતાવળે પગલે પાછો ફર્યો. થોડી જ વારમાં એ નિ:શ્વાસભીના સ્થળે આવી પહોંચ્યો, જ્યાં અનાથ–ભગ્નાશ બાલા ધરતીપર બેફાટ પડેલી એણે જોઇ હતી; પણ હવે તેનો જીવન્ત દેહ ત્યાં નહતો–જમીનપરના દડમાં આકૃતિ માત્ર દેખાતી હતી. યુવાને બાલાનું પગલું પારખી કહાડયું અને એને પગલે પગલે પાછળ ચાલ્યો. બાલાનાં પગલાં ઠેઠ જળ–છલકાતી નદીની કિનાર સુધી પહોંચતાં હતાં, પછી અદશ્ય થયાં હતાં! યુવાન ગભરાયો. નિમિષમાત્રમાં તેણે અનુમાન કરી લીધું–એનું અનુમાન ખોટું નહતું. દૂર દૂર નદીનાં ગહન જળ તરફ દૃષ્ટિ નાખતાં તેણે જોયું કે નીલ જળમાં ઉગેલા શ્વેત કમળ પેઠે, બૂડતી બાલાના ફિક્કા ચ્હેરાએ જરાવાર દેખા દીધી, ન દીધી, ને એનાપર પ્રલય જેવાં લાગતાં જળ ફરી વળ્યાં! એ દશ્યને જોતાં, યુવાનની આંખો મીંચાઇ જતી હતી, તે જ ક્ષણે, માનવીની બૂઝાઇ જતી છેલ્લી–ઝાંખી આશા જેવો, જળમાં તણાતો ઘીના દીવાનો દડિયો, તરંગના એક જ હલકારે હોલવાઇ ગયો.

*

અન્યક્ષેત્રે થએલું પાપ જે તીર્થક્ષેત્રમાં ધરમૂળથી ધોવાઇ જાય છે, એવા વાણારસી–બનારસ ઉર્ફે કાશી નામના પુણ્યતીર્થમાં એક જર્મન પાદરીનો મેળાપ થયો–મણિકર્ણિકાના ઘાટઉપર.

મિ. પોલોકને કે એંડ્રયુસને કે પિયર્સનને અથવા ગાંધીજીના આશ્રમનાં પેલાં જર્મન–" મીરાં "ને જેમણે જોયાં હશે, તેમને આ પાદરી મિ. જેકોબીની સાદાઇનો ઠીક ખયાલ આવશે. એમના અંગપરનો પોષાક, એમની રહેણીકરણી, એમનું હૃદય, એમના વિચારઆચાર, એમનો વિનય–વિવેક, ટુંકામાં, એમના જીવનનો અણુએઅણુ તપાસનારને એક જ વસ્તુ માલમ પડશે– વિશુદ્ધ આર્યસંસ્કૃતિની ઉંડી છાપ.

ભગવી કન્થાના ભિતરમાં આડંબર નામની ' સેવ્યમૂર્તિ ' લઇને ફરનાર સન્તમહન્ત કે જોગી–જતીની સાધુતા એમને સ્પર્શી જ ન હતી; મિ. જેકોબી ગુણાનુરાગી હતા–બીજા શબ્દોમાં, મધુપર્કના ભોગી હતા; પુષ્પે પુષ્પે ભમી ભમી, મધુમક્ષિકા જેમ મિઠા મધનો સંચય કરે છે, તેમ મિ. જેકોબી પણ, તેતરીસ કરોડની વસ્તિ ધરાવતા આ વિશાળ અને નન્દનવનની ઉપમાને વરેલા ફળદ્રુપ ભારતબાગમાં વિહાર કરવા આવ્યા હતા–માત્ર વિહરવા નહિ, પ્રાચીન કોવિદ કવિ અને ઋષિપ્રણિત તત્વજ્ઞાનના સત્વનો સંચય કરવા.

પોતે પાંચસાત ભાષામાં નિષ્ણાત હતા–હિન્દી ઉપરાંત ઠીક ઠીક ગુજરાતી પણ બોલી જાણતા; સ્થાપત્યકલાના રસિયા હતા અને ઇતિહાસ એમનો પ્રિય વિષય હતો, તેથી પ્રાચીન શિલાલેખોની ખણીખણીને ખોજ કરવાનું અને એની છબી કે નકલો ઉતારી લેવાનું પ્રધાન કર્ત્તવ્ય તે કદી ચૂકતા નહિ.

કાશી વિશ્વેશ્વરનાં દર્શન કરીને એ ભવ્ય શિવાલયની બહાર નીકળતાં જ એમનો અનાયાસે ભેટો થયો. પરદેશી પ્રવાસીઓ–અને મુખ્યત્વે આવા પવિત્ર સાધુજીવન જીવતા અતિથિઓ–પ્રત્યે મૂળથી જ **માનદૃષ્ટિથી** જોવાને હું ટેવાયલો હતો તેથી અને વળી એકબીજાના વિચાર આદર્શ તથા સિદ્ધાન્તોનું મોટેભાગે મળતાપણું જોતાં, અમારૂં અણચિંત્વ્યું મિલન, જૂના કાળના સમ્બન્ધ જેટલું મધુર, અને નિખાલસપણે દિલ ખોલીને સંકોચ કે શંકારહિત વાત કરી શકીએ એવું ગાઢું થઇ પડયું.

**મિ.** જેકોબી મારી સાથે વાત કરતા હતા, પણ તેમના મુખપર ખિન્નતા કે વિષાદની સ્પષ્ટ છાયા જણાતી. મેં કારણ પૂછ્યું.

"ત્યાં જઇ આવ્યા?" આંગળીને ઇશારે સ્થળ બતાવતાં અથવા તેમની ખિન્નતાના ઉત્તરમાં પાદરીએ મને પૂછ્યું.

"હા; તમે?" મેં સામો પ્રશ્ન કર્યો.

"ગયો હતો, પણ એ દેવને ઓળખ્યા નહિ: મૂર્તિને છેડે લેખ જેવું લાગે છે, પણ ભીડ એટલી બધી, કે વાચી જોવા જેવી જોગવાઇ ન મળી."

**મિ. જે**કોબીની ખિન્નતાનું કારણ કળી ગયો. મેં તેમને હિંમત આપી: "ફીકર નહિ, મેળો વેરાવા દો. સમીસાંજના ત્યાં ચકલુંય નહિ ફરકતું હોય, તે વખતે આપણે જઇશું અને અક્ષર ઉકેલવામાં બનતી મદદ પણ કરીશ." પાદરીએ પ્રસન્ન મને મારો આભાર માન્યો.

**જે**ને એ પાળિયો માનતા, તેને ધર્મશ્રદ્ધાળુઓ પાળિયાદેવને નામે ઓળખતા. વર્ષના નિયત કાળે અહીં મહામેળો ભરાય,

ત્યારે જ પાળિયાનો પૂજાવિધિ થાય; બાકીના દિવસોમાં તો, વનરાજિને માંડવે, કુદરતની છાયા તળે ઊભેલા એ પાળિયાને વાયુ ચમ્મર ઢોળે, વનપુષ્પો સુગન્ધી ધૂપ દે, ઉષા અને સન્ધ્યા નામની બે ગગનસુન્દરીઓ આરતી ઉતારી જાય, કુદરત ફળ–મેવાનું નૈવેદ્ય ધરાવે અને મધુરવાં પંખેરૂ કીર્તન કરે !



**પાદરી** સાહેબ, પાળિયાના સિંદુરિયા દિદારને ધારીધારીને નિહાળતા હતા. અંગપર ઢાલ નહતી, તલ્વાર નહતી, માથે મુગટ નહતો, પગે તોડો નહતો. કમરપર કમરબન્ધીના આંટાની આકૃતિ નહતી; આંખો વીરતા નહિ પણ દયા, પ્રેમ અને ભક્તિ-ભાવ વ્યક્ત કરતી; પાળિયાની પ્રચન્ડ મૂર્તિમાંથી નીતરતી હોય, તો માત્ર અમી. રણખેલનના રંગીલા રાજપૂત લડવૈયાને જ જો વીર કહેવાતો હોય, તો જેનો આ પાળિયો હતો, તે વીર કે રણધીર કે શૂરો સુભટ્ટ નહતો જ, એમ એકેએક ચિહ્નપરથી સ્પષ્ટ જણાઇ આવતું. એટલે મહામેળો ભરાયલો, તે ' વીરપૂજા ' માટે, એમ કેમ જ કહી શકાય ?

" અહીં મેળો શાથી ભરાય છે ? " પાળિયાનું સૂક્ષ્મ નિરીક્ષણ કરી રહ્યા પછી પાદરીએ મને પૂછ્યું.

" એની પૂજા કરવા. " મેં ટુંકો ઉત્તર આપ્યો.

"પૂજ્ય મૂર્તિની શા ભાવથી સેવાભક્તિ થાય છે ! " પાદરી મુંઝાતો હતો.

" લોકને પૂછી જોયું હશે ને ! " હજુય હું ટુંકામાં પતાવતો.

" પૂછેલું તો ઘણા જણને, પણ ઉત્તરમાં કેટલાક હસે,

કેટલાક ચીડાય, કોઇ પ્રશ્નને જ હસી કહાડે, કોઇ કોઇ વળી નાસ્તિક ઠરાવે–'આવો પ્રશ્ન પૂછાય જ કેમ!'–એવી અટલ આસ્થાથી! કોઈ કોઇ કહેતું, કે સૌ પૂજા કરે છે ને અમે કરીએ છીએ: કાર્ય કરવું તે વળી કરવું; કારણબારણ દરિયાપારના જડવાદ ફેલાવતા દેશોમાં–આ ધર્મપ્રધાન ભૂમિમાં નહિ! કહો, પછી કોને પૂછું? શું પૂછું?"

"જુઓ, વંચાશે? જરા આઘા આવો, આ તરફ." પાળિયાનાં પગલાં આગળથી ફૂલના ઢગલાને ખસેડી નાખી, ત્યાં બાઝેલા તેલ–સિંદૂરના થરને ખોતરી કહાડી, પથરો બરાબર સ્વચ્છ કરી, અંદર કોતરેલા અક્ષરો સાફ વંચાય તેવી સોઇ કરી આપીને મિ. જેકોબીને મેં કહ્યું.

મિ. જેકોબીનાં ચક્ષુ અને ચિત્ત, અક્ષર–ઉકેલણમાં એક-તાર થયાં. અગાઉ કહેવાયું છે તેમ, પોતે આ વિષયના અભ્યાસક અને રસજ્ઞ હતા, તેથી મારા કરતાં–એટલે આ દેશી વ્યક્તિ કરતાં–એ પરદેશી સજ્જનને અક્ષરમરોડ ઝટ બેઠા! લેખ ઉકલતો ગયો તેમ તેમ ડાયરી કહાડીને સીસા-પેનથી તેમણે અન્દર ઉતારવા માંડયો–એકાદ બે નાનાં વાકયો અને થોડાક ઘસાઈ ગયલા શબ્દો સિવાય લગભગ આખોય લેખ તેમણે ઉતારી લીધો અને મને સરળ ઉચ્ચારે વાચી સંભળાવ્યો. પછી તે મારી સામે જોઇ રહ્યા.

"શું સમજ્યા?" મેં પૂછ્યું.

"હં!" કહીને તે હસી પડયા.

ધર્મચુસ્ત ભકતોને જેમ પાળિયાનાં પ્રત્યક્ષ દર્શન થતાં, પણ એનું જીવનરહસ્ય અગમ્ય હતું, તેમ પાદરીસાહેબ શિલા-

લેખ ઉકેલી શકયા, પણ એમાંનો અર્થ તેમનાથી નહતો સમજાતો ! અર્થ સમજાયા સિવાય શિલાલેખની કિંમત કેટલી ? અંદર કેવું ઝવેરાત છે, તે જાણ્યા સિવાય જવાહીરની કિંમત શી ! ઝવેરી મિ. જેકોબી, પ્રયત્નમાં નિષ્ફળતા મળવાને ભયે ભગ્નાશ થતા લાગ્યા.

"ધર્મશાળામાં–મારે ઉતારે પધારશો ? આપે શિલાલેખ વાચી સંભળાવ્યો, હું એનો અર્થ, સાંભળ્યો છે તે સઘળો ઇતિહાસ, આપને કહી સંભળાવીશ."

–અને વનવગડે ભૂલા પડેલા તૃષાળુ મુસાફરના પ્રાણ, પાણી સિવાય કંઠે આવ્યા હોય, તેવામાં સ્વાતિનક્ષત્રે વર્ષાનાં ફોરાં પડતાં તે આનન્દના ઉન્માદમાં કેવો ખીલી ઉઠે ! પાદરી સાહેબ, મારા ખુલાસાથી એવા હર્ષોન્માદમાં આવી ગયા !

***

ધર્મશાળાના આકાશખુલ્લા ચોગાનમાં વડ, લીમડો આંબા તથા અશોક આદિ છૂટાં છૂટાં વૃક્ષો ખીલ્યાં હતાં. અમે આંબાના શીળા શેરડા તળે બેઠા હતા. પાદરી સાથે વાતોનો પ્રારમ્ભ કરતો હતો તે જ પળે આંબાપરથી પાકેલી સાખ પડી. એણે વાતનો આરંભ ઠીક કરાવી આપ્યો:

"સાખ પડી તે દીઠીને, પાદરી સાહેબ ?"

"પાળીયાદેવના ઇતિહાસ સાથે ગુરુત્વાકર્ષણને સમ્બન્ધ છે શું ?"

"નહિ જી; સૃષ્ટિની ઉત્પત્તિ સાથે;" મેં હવે શરૂઆત કરી: "આંબો ઉગે છે ત્યારથી જ ફળ નથી દેતો; એ તો વર્ષો પછી

ફળો છે; પરંતુ 'ધર્મ' નામનું સનાતન શબ્દ–ફળ સૃષ્ટિની ઉત્પત્તિ સાથે જ, આંબાની સાખ પડતી આપણે દીઠી–તે રીતે પૃથ્વીપર પડયું છે–માનો છો ને ?"

"વાંધો ઉઠાવવા જેવું ખાસ કારણ નથી લાગતું."

"ફળ પાકયા પછી યોગ્ય ઉપયોગને અભાવે તે સડવા માંડે છે, પછી એમાંથી દુર્ગન્ધ ફેલાય છે અને વાતાવરણ દૂષિત કે કલુષિત બનવા માંડે છે; એ પ્રમાણે, ધર્મ પીટીને અધર્મની બદબોથી જગતનું વાતાવરણ મલિન થઇ જાય છે, ત્યારે–ખાસ કરીને યુગે યુગે–ઇશ્વરનો અવતારી પુરુષસ્વરૂપે પૃથ્વીપર પ્રાદુર્ભાવ થાય છે, તે અધર્મને ઉચ્છેદી, પુનઃ પાછી ધર્મની પ્રતિષ્ઠા કરી, સ્વસ્થાને આરોહણ કરે છે ..."

"પાર્થ સમક્ષ શ્રીકૃષ્ણે ભાખેલી ગીતાગીર્વાણ આ તો !"

"હા; ગીતા–ગીર્વાણ : ગીતાના એ પુરાતન સૂત્ર પ્રમાણે પાંડવ–કૌરવના યુગે શ્રી કૃષ્ણે અવતાર લઇને અધર્મનો વિધ્વંશ કરી, સૃષ્ટિમાં જ્યારે સત્ય, અને પ્રેમનું સામ્રાજ્ય પ્રવર્તાવ્યું, ત્યારે જનતામાત્ર 'વસુધૈવ કુટુમ્બકમ્'ની ભાવનાથી પોષાતી અને 'આત્મવત્ સર્વભૂતેષુ' પ્રમાણે વર્તતી; ત્યારે એકબીજાની આંખમાં અમી હતી, હૃદય પરસ્પરના પ્રેમ માટે ધડકતું; વિચાર, ઉચ્ચાર અને આચારમાં સહકાર હતો; માગ્યા મેહ વર્ષતા, ઋતુઓ યથાક્રમે ફળવતી નિવડતી, દીર્ઘાયુ જેવાં જીવન, તેવી ખેતીવાડી પણ રસકસભરી અને લાંબી રહેતી. પ્રથમ જન્મેલા જીવને જ પ્રથમ પરલોકમાં લઇ જવાનો યમદેવને અધિકાર ! ત્યારે પરહિતથી જ સ્વહિત સધાતું; એકના દુઃખે સમસ્ત સમાજ શોક ભોગવે; એકના હર્ષે ઘેર ઘેર ઉત્સવ થાય; સત્તા, હક્ક, હોદ્દાની ચડતી ઉતરતી પાયરી કે અમીર–ફકીરની ઉત્તમ, મધ્યમ

ને અધમ સ્થિતિની ગન્ધ સરખી ન મળે. પ્રેમભાવે સૌ સમાન દરજ્જો ભોગવે, સત્યાચરણે સૌ સુલભ ને સુખદ જીવન જીવે; પ્રત્યેક કુટુમ્બ પોતપોતાના કુળાચાર પ્રમાણે નિજસંસારનું સુકાન સહિસલામત ચલાવે..."

"ત્યારે એમ જ કહો ને, કે સૌનો જીવનમંત્ર હતો— "સહનાવવતુ, સહનૌ ભુનકતુ..." પાદરીને વાતમાં ઠીક રસ લેતા જોઇ મેં આગળ ચલાવ્યું:

"તથાપિ, કલમી આંબાનું ફળ બહારથી બરાબર સાબુત દેખાતું હોવા છતાં, કોઇ કોઇવાર અન્દરથી કીડો નીકળે છે, ખબર છે?"

"મેવાવાળાને ત્યાંથી આજે જ મદ્રાસી કેરી ખરીદી હતી, તેને કાપીને જોઉં છું તો આંગળી જેવડો કીડો! અન્દર રહીને એણે બધો ગર્ભ જ સાફ કરી નાખ્યો હતો!" પાદરીએ તાજો અનુભવ સંભળાવ્યો.

"એ પ્રમાણે ધર્મ નામના ફળ માટે પણ બન્યું!" પાદરીની આંખો સ્થિર થઇ ગઇ. મેં આગળ ચલાવ્યું; "મિ. જેકોબી! સડેલી ધર્મસંસ્કૃતિનું પુનરુત્થાન થયા પછી, સુખી સમાજ, મેં હમણાં કહ્યું એ રીતે સત્ય અને સમષ્ટિ પ્રેમના નિયમન ઉપર ચાલતો; પરંતુ સંસ્થાપિત સદ્ધર્મરૂપ ફળની અંદર કળિકાળના નેપથ્યવિધાન જેવો, જુઠ અથવા અર્ધ કે ગર્ભિત સત્યરૂપ કીડો પ્રવેશ કરી ચૂકયો હતો—એ રીતે, કે સ્થૂળ દૃષ્ટિને ખબર જ ન પડે!"

"ન સમજાયું." પાદરીસાહેબ ગુંચવાતા લાગ્યા.

"વાત એમ છે, કે સદ્ધર્મ સ્થાપવા અવતરેલા સર્જનહાર

શ્રીકૃષ્ણ સ્વરૂપે હજુ તો આલોકમાં જ હતા, ત્યાં તો ધર્મરાજા નામના પાંડવના વડીલ સહોદરે પોતાના નામને અને ધર્મને હિણુપત લાગે એવા અર્ધ કે ગર્ભિત સત્યને આદર દીધો..."

" 'નરો વા કુંજરો વા,' એ ?"

"હા, એ અને ત્યારથી જ—એટલે સદ્ધર્મની સ્થાપના સાથે જ વવાયલા અધર્મનું નાનકડું બીજ ક્રમે ક્રમે અંકુરિત થવા માંડયું—અલ્પત્ત, આસ્તે આસ્તે, છતાં એને માફક આવતા વ્યવસ્થિત ક્રમે."

" મહાભારતની એ મહાભારત ભૂલ, નહિ ?"

" એ તો જે માનો તે; પણ એટલું સ્પષ્ટ છે, કે પછી ધર્મની અવહેલના થવામાં બાકી ન રહી...તમે વિચારમાં પડયા લાગો છો !"

"હા; માફ કરશો, આપના આ પારાયણ સાથે પેલા પાળિયાદેવને નિસ્બત ખરી ? એ વિચારતો હતો !"

"વિષયાન્તર તલપૂર પણ નહિ થવા દઉં, એટલી ખાતરી રાખીને ધીરજથી સાંભળ્યા કરો તો કહેવા માંડું." મેં પાદરી-સાહેબનો ભ્રમ ટાળ્યો અને તે અનુમતી આપતાં બોલ્યા :

" ધર્મની અવહેલનાથી વાત અધુરી હતી." પાદરીસાહેબે તૂટેલી વાતનો સાંધો બાંધી આપતાં, મેં કહેવા માંડયું :

" અવતારી પુરૂષ શ્રીકૃષ્ણે આલોકમાં કલા કરી, લીલા વિસ્તારી અને સદ્ધર્મ સ્થાપીને પોતે સ્વયંભુ કલા—લીલાને સંકેલી લઇ સ્વ સ્થાનકે સિધાવ્યા. પાંડવોનું પણ સ્વર્ગારોહણ થયું અને કારવકુળનું તો નિકંદન નીકળી જઇને ભુ—ભાર ઘટી ગયો હતો; છતાં, બે ત્રણ અવશેષો રહી ગએલા, તે પોતાનું

પોત પ્રકાશ્યા સિવાય ન રહ્યા ! વેરાયલા દાણાને વીણી લેવા જતાં, ખૂણે ખોચરે પડયા રહેલા કણ ઉગી નીકળે, તેમ પેલા અવશેષો માટે પણ બન્યું..."

"એ અવશેષો ?"

"એક તો ભરી સભા વચ્ચે દ્રૌપદીના લૂંટાતા શિયળ સમયે એની આંખમાંથી પડેલાં નિઃશ્વાસ અને શાપજનિત આંસુનું એકાદ બિન્દુ; બીજું 'નરો વા કુંજરો વા' નામનું, ધર્મરાજાના મુખથી ઉચ્ચરાયલું, કલિકાળને જ શોભાસ્પદ, એવું અસત્યમિશ્રિત સત્ય અને ત્રીજો અવશેષ ? હા; તે એ, કે પેલા અસુરનો સંહાર કરવા જતાં તેના શોણિતમાંથી સેંકડો અસુરો પ્રકટતા હતા એવા, કૌરવદળના શોણિતનું એક બુન્દ ! ત્રણુ અવશેષો તે આ."

"હવે, સતી દ્રૌપદીનું શાપિત આંસુ હિમાલયે ઝીલ્યું, તેમાંથી અનેક સરિતાઓ વહીને સૃષ્ટિના વિરાટ દેહને ઘેરી વળી; અધર્મના પેલા ઉગતા અંકુરને એનાથી પ્રથમ પોષણ મળ્યું. લોકસમુહ, એ સરિતાઓમાં પોતાનાં કે પૂર્વનાં પુણ્ય, તપોબળ કે ધર્મદાન સિંચીને સતીના શાપને સાફ કરવાને બદલે પાપ–મેલથી જ નદીઓને ભરવા લાગ્યા; પાછાં એ જ સરિતજળનાં સ્નાન ને પાન ! અસત્યમિશ્રિત અવ-શેષના બળે, ગીતાભાખ્યા સૂત્રનો, વિદ્યાદેવીના વ્યભિચારીઓએ પોતપોતાને ફાવતો અર્થ કરવા માંડયો અને પછી તો જે ઇશ્વરી અવતારનાં દર્શન યુગે-યુગે એકાદવાર થનાર હતાં, તે ફીટીને, સૈકે–સૈકે, સૈકાની લાંબી અવધ વટાવીને એક એક વીસીએ, ત્યાંથી આગે કુચકદમ કરીને દાયકે દાયકે અને પછી તો, ઠેઠ આંખ મીંચીને ઉઘાડીએ એમ પલકે–પલકે ઇશ્વરી

અવતારો દેખા દેવા લાગ્યા ! એક એક સમ્પ્રદાયે એક એક અવતાર ! પંથ, મઠ, ગાદી આદિ નવતર નામે નવા નવા અવતાર ને નવા નવા ધર્માચાર ! એટલે પેલા ત્રીજા અવશેષને અનુકૂળ તક મળી રહી.

" તે એ રીતે, કે કૌરવકુળના કંકાસીઆ શોણિતબુન્દના સંસ્કારે, આર્યમાંથી અનાર્યવર્ગ ઉભરાવા લાગ્યો. તે આર્યોને વગોવે: આર્યો હતા, તે અનાર્યોપર તૂટી પડે: વળી ચાળી કઢાયલી ચાર વર્ણમાંથી પાંચમી વર્ણનો ફણગો ફૂટયો, ચારવેદમાંથી પાંચમો વેદ અંકુરિત થયો, ધર્મ, અર્થ, કામ ને મોક્ષ, એ ચતુર્વિધ કાર્ય-ક્રિયા, અનેકવિધ ભુતાવળ રૂપે જીવનની આસપાસ ભમવા લાગી. જેમાં ને તેમાં બબ્બે પક્ષ ! બબ્બે બોલ ! બેધારી તલ્વાર ! બ્રહ્મત્વ લોપાતું ગયું ને અહંત્વ ખેડાતું ગયું. બ્રાહ્મણોએ ભીખ સ્વીકારી; પરશુરામે ભૂમિને નક્ષત્રિ કર્યા પછી પુનઃ ક્ષાત્રવટથી તે ખીલી જ ના; વૈશ્યત્વમાં 'વેપાર એટલે લુચ્ચાઇ' અને 'વેપારની લુચ્ચાઇ, તે અધર્મ નહિ,' એવું તત્વ ભળ્યું; શુદ્રો ચડી વાગ્યા, ધર્માચાર્યો ધન્ધાર્થી થયા, શાસકો વેપારી થયા, ખેડુતો મજુર કે કામદાર બન્યા, મુડીદાર લૂટારૂ બન્યા: જેની તલ્વાર તાતી, તેનો ધર્મ રાતો ! મારો ધર્મ ન્યારો, તમારો ન્યારો, ત્રીજાનો વળી તેથીય નિરાળોઃ એમાંથી 'મારૂં તે સારૂં, ને તારૂં તે નઠારૂં' એ ભાવના ઉદ્ભવી: 'તારૂં નઠારૂં, માટે તુંય નઠારો' એવો મમત બન્ધાવા લાગ્યો અને 'તું નઠારો, માટે અમારા ભેગો ભળીને સારો થા; નહિ તો નઠારા માટે સૃષ્ટિમાં સ્થાન નથી, નઠારાને જીવવાનો અધિકાર નથી,' એમ 'અધિકાર' અને 'સ્થાન'ની રસાકસીપર ચડેલો મામલો દિનપ્રતિ-દિન વધારે ને વધારે વંઠવા લાગ્યો. અનાર્યોએ ન્હાના ન્હાના વાડા બાંધ્યા અને એને જ્ઞાતિઓનું નામ 'પમાડ્યું.' પહેલાંના અનાર્યો–રાક્ષસો–જીવતા માણસને, કાચા ને કાચા ડાચા તળે

નાખીને, કચડ–કચડ ચાવી ખાતા, એમ વાંચ્યું છે; આજના અનાર્યો–એટલે જ્ઞાતિલાઓ–જરા સભ્યતાની રીતે ખાટકીના ખેલ ખેલવા લાગ્યા. તે છડેચોક પેટની પુત્રીઓનું લોહી વેચી શકે–કુલીનતાના જેણે વાઘા સજ્યા હોય, તેમને ત્યાં. અને કસાઇના કસબને ઉત્તેજનાર એ 'કુલીનો' પહેરામણી'ના નામકરણ સંસ્કારે એને 'ધર્મ' માને; 'અષ્ટ વર્ષા ભવેત્ ગૌરી 'ના શ્લોકે શિશુ અવસ્થામાં બાળકોના બલિ દે, ને એને ધર્મ માને; કુમળી વિધવાઓરૂપ સુકુમાર ફૂલકળીઓપર ત્રિવિધ તાપનાં હીમ વર્ષાવી, તેમનાં ઉગતા જીવનને હીમાવી દેવાં, એ પણ ધર્મ ! અવનવી પ્રણાલિકા રૂઢિ, પ્રથા કે રિવાજરૂપે કહેવાતા ધર્માચરણથી વિરુદ્ધ હેતુપૂર્વક થતાં દુરાચરણનેય ધોઇ નાખવા 'પ્રાયશ્ચિત' નામની પોપલીલા ઉત્પન્ન થઇ. પછી તો મરજીમાં આવે, ત્યારે પાપ થાય ને પ્રાયશ્ચિતથી એને ધોઇ નંખાય ! પરગજુ બ્રાહ્મણોએ વળી છુટાબ્હારીઓનું 'વેન્ટી-લેશન' એકદમ 'ફ્રી' કરી નાખ્યું–જપ જાપ, તીર્થસેવા, પુણ્યદાન, હવન–રૂદ્રિ આદિ તેમણે એવાં એવાં દ્વાર ખોલી આપ્યાં, કે પછી કોઇ અધર્મી, પાપી, અધમ, કે પતિત જીવ રહેવા જ ન પામે–પેલા મોકળા મૂકાયલા રસ્તે સૌ પાછા ધર્મી, પુણ્યશાળી અને પવિત્ર બની જાય !

"બ્રાહ્મણના મંત્રોવડે ગ્રહો ને ઉપગ્રહો પણ કબજે થાય છે, એવી માન્યતા પ્રસરી. મનુષ્યો જ લાંચરૂશ્વતથી રીઝે છે એમ નહિ, પણ દેવ–દેવીઓ પાસે ય, લાંચરૂશ્વતથી ધાર્યું કામ કઢાવી શકાય છે એ મંતવ્ય દૃઢ થયું તથા એમને નામે તરેહવાર ભેટ સોગાદો ઉપરાંત કંઇકંઇ ભોગ અપાવા લાગ્યા–અને એ બધો વિધિ, તે ધર્મનો વિધિ ગણાયો ! જનતા ગાડરીઆ પ્રવાહે વહેવા લાગી. ગાડરીઓ પ્રવાહ, તેને માટેની

નિયત વ્યવસ્થાથી અને કાયદાથી ઉલટી દિશામાં વહે નહિ, માટે ‘યદ્યપિ શુદ્ધમ્ લોકવિરૂદ્ધમ્ ના કરણીય નાચરણીયમ્’ ના પોલાદી શાંકરસૂત્રે જકડી લેવાયો અને ‘નિન્દતુ નીતિ નિપૂણા યદિ વાસ્તુવન્તુ’ નો સિદ્ધાન્ત ભર્તૃહરિના જ મુખમાં જઇ ભરાયો. એમ કરતાં કરતાં ‘સત્ય જ સમર્થ’ એ સૂત્રની જગા ‘સામર્થ્ય એ જ સત્ય,’ એણે લીધી. આપણે જેને અરાજકતા કહીએ, પાખંડ કહીએ, અન્ધશ્રદ્ધા કહીએ, સંકરતા કહીએ, આસુરીમાયા કહીએ, તે સઘળું ધર્મને નામે ઉછર્યું, પોષાયું અને ઉત્તરોત્તર અભિવૃદ્ધિ પામ્યું. સ્વતંત્ર વિચારને અભાવે સ્વયં બુદ્ધિપર કાટ ચડવા લાગ્યો, વિવેકશક્તિને અભાવે અન્તઃકરણનો સૂર થરડાઇ જવા લાગ્યો. લોકાચરણ, પરંપરાગત ચાલતી આવેલી રૂઢિએ ચાલવું એ જ ધર્મ–કારણ સમજ્યા સિવાય દેખાદેખી કાર્ય કરવું એ જ ધર્મ, એવો જીવનમંત્ર થઇ પડયો. અને પેઢીઘરપેઢી વારસાઇ હક્કે જળવાતો રહ્યો. ન જાળવે તે નાસ્તિક ઠરે. જાળવે તેના પાદારવિંદ પૂજાય, તે જ ભગત્ કહેવાય, તે જ ધર્મનિષ્ટ ગણાય; સૌ આવા ધર્મનિષ્ટ થવાનું ચ્હાય.

“એનું પરિણામ અચ્છું આવ્યું! જેવું વાવેતર, જેવાં ખેડ ખાતર ને પાણી, એવો પાક! જીન્દગીને ખાતર ખાનપાન નહિ, પણ જનતા ખાનપાનને ખાતર જીવવા લાગી. ‘વૃદ્ધાવસ્થા બહુ બુરી ચીજ છે,’ એટલે, ‘ધર્મ’ના પ્રભાવે પ્રજા વ્હેંતીયાં જીવન નોંધાવીને જ બ્રહ્માના કારખાનામાંથી અહીં ઉતરવા માંડી. માણ્યું તે જ લ્હાણું, ભોગવ્યું તે જ ભલું, જાતે ખર્ચ્યું ને ખાધું તે જ ખરૂં, એ સ્થિતિ ઉત્પન્ન થઇ. દેવો તુળસીના પાનપર રહી શકે એટલી મિશ્રીના ભોગથી રીઝવા લાગ્યા. દેવોને નામે અન્નકૂટ લુંટાય, લીલા થાય, તો તે બધું એમના

પૂજારીઓ કે મુજાવરોની ઇચ્છા મુજબ અને એમની ઇચ્છા પરિતોષાય તે રીતે જ !

“ **આ** રીતની નરી અમરાપુરી જાણે આલોકમાં રચાઇ રહી, તેની ભભકથી રોગવારી નામની ચુડેલ લલચાઇ, મોંઘવારી નામની ડાકણની દાઢ સળકી, દુકાળ નામના દૈત્ય સુદ્ધાંએ પગપેસારો કરવા માંડયો. વખતોવખત અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, મહામારી; જીવજંતુના ઉપદ્રવો, અગ્નિદેવ, વરુણદેવ વગેરે “ પરદેશી ટોળાં ” વ્હાલોણાવારે મ્હેમાન થવા લાગ્યાં. તેમના સત્કાર સારૂ, ધર્મને નામે હોમહવન થાય, માતા ધુણે, ઉજાણીઓ જમાય, બાધા આખડી લેવાય; કોઇ અજબ ને ગજબનાક લીલા ભજવાય !

“ **ધર્મ**ની ખાતર આટ–આટલાં કર્મ થવા છતાં જનતા જંપીને બેસતી નહિ. ક્રમે ક્રમે શિયળ અને સૌન્દર્ય સુદ્ધાં બજારૂ ચીજ બનવા માંડી–ચળેલા પ્રાચીન આર્ય મુનિઓ અને દેવોના દૃષ્ટાંત સાથે; સુરાપાનની રમઝટ જામવાં માંડી–એ પણ સુરલોકને આધારે: શુદ્ધ સ્વતંત્રતા ગઇ અને દુર્બુદ્ધ સ્વચ્છન્દપણાએ છન્દૈયાં પાડવા માંડયાં, સમષ્ટિ પ્રેમનું સ્થાન વ્યક્તિપૂજાએ લીધું, વ્યક્તિપૂજામાંથી સ્વાત્મપૂજા થવા માંડી સ્વાત્મપૂજામાંથી, અહીરાવણ ને મહીરાવણ જેવાં બે ફળ ફળ્યાં, તે હું અને મારૂં.

“ **તે**માંથી ઉત્પન્ન થયો એકબીજાનો સંહારક, અત્યાચારી, પ્રમાદી, અને મર્દાનગીહીન–મરવાને આળસે જીવતો હોય એવો અવતાર. સંસાર–સમાજમાં કયાંય ચેતન નહિ, દૈવત નહિ, પ્રેરણાત્મક તત્વ નહિ, ઉજેશ નહિ, ઉન્નત જીવનના રસિક સુન્દર રસોલ્લાસ નહિ; પાર્થિવતા, પામરતા અને

સુમની શાન્તિ—ગુન્હેગારને તોપને ગોળે ઉડાવી દેતી વખતે, ફૂટતા ગોળાનો ભયંકર અવાજ કર્ણગોચર થતાં અનુભવાય એવી કારમી—કરાળ શાંતિ !

"ત્યારપછી એક ક્રાન્તિકારી ભડવીર બહાર આવ્યો—અન્ધકારઘેરી આંધીને વિખેરતું સૂર્યકિરણ પ્રકટે તેમ. તેણે સગી આંખે દીઠું, કે જે તીર્થસ્થળો પુણ્યક્ષેત્રો ગણાય છે, તે પાપરૂપ નરકનાં સંકેતસ્થાન થઇ પડયાં છે; જે દેવોની સેવા વાસ્તે જર, જહેમત અને સમયના ભારે ભોગ અપાય છે, તે મૂર્તિઓની સાથે મૂષકમામાએ દોસ્તી બાંધી હોય છે અને એમનું નૈવેદ્ય કીડી—મંકોડીના ઉદરમાં જાય છે: "કારણ શું ?" પતિતપાવન, અધમોધ્ધારણ, દીનાનાથ ગણીને થાપેલી દેવમૂર્તિઓ સમક્ષ પતિત, દલિત કે અસ્પૃશ્ય જાતિનો ઓળો ન પડે એવા રખાયલા સખ્ત પ્રતિબન્ધથી અકળાઇ જઇને, દેવોએ તેમનું દૈવત કુદરતની કલામાં ધટાવી દીધું હોય અને મન્દિરોમાં માત્ર પત્થરની મૂર્તિઓ રહી હોય એમ તેને સમજાયું. ક્રાન્તિકારે એ પણ જોયું, કે 'માર્ગી' ધર્મોરૂપ શિખર, સમાજ કે જ્ઞાતિઓના જે સ્થંભોપર નિર્ભર છે, તે સ્થંભો, બહારથી સાબુત દેખાતાં, પણ અન્દરથી સડી જતાં વૃક્ષો સરખા સાવ પોલા ને ગગડી ગયલા છે. દૃષ્ટિ નાખે ત્યાં પતન સિવાય કશું દેખાય જ નહિ. એનો આત્મા કકળી ઉઠયો—તે રડી ઉઠયો—રાડ પાડી ઉઠયો.

"સૃષ્ટિનાં સનાતન તત્વો કલાથી જીવે છે ને સૌન્દર્યથી ખીલે છે; નિયમનથી વિકાસ પામે છે અને પ્રેરણા—ચેતન ઝીલીને જ્વલંત બને છે. ક્રાન્તિકારે જનતાનું જીવન કલાહીન જોયું, નિસ્તેજ અને નિઃસૌન્દર્ય જોયું, સત્વહીન જોયું, શક્તિહીન જોયું, જ્ઞાનહીન જોયું ! તેણે પડકાર કર્યો: "સદ

ફેરવો, સંસારસુકાનીઓ, અવળી દિશાએ ઉલટેલો તોફાની વાયુ, તમારાં નાવડાંને ખરાબે ચડાવશે; ધર્મને નામે અધર્મ આદરી બેઠા છો, પૂણ્યને નામે પાપ વ્હોરી રહ્યા છો; નગદ ધર્મ અને નિર્મળ પૂણ્યને ચીલે ચડો, એમાં જ જીવન-કલ્યાણ છે." જનતાએ એને નાસ્તિક ગણી હસી કહાડયો.

"ક્રાન્તિકારે પુનઃ પડકાર કર્યો. જનતા ધીકી ઉઠે, એનાં બુઠ્ઠાં હૈયાં અને રીઢાં મન પણ સણસણી ઉઠે, એવો ગેબી પડકાર કર્યો; પણ જનતા સળગી ના, એનાં રીઢાં મન પીગળ્યાં ના–'ધર્મશ્રદ્ધાળુ' પ્રજાનું અપમાન કરનાર ક્રાન્તિકારપર તે ત્રુઠી ના, પણ રૂઠીઃ ધર્મના માર્ગઆડે આવનાર કંટકને ઉચ્છેદવા તૈયાર થઇ.

"ક્રાન્તિકારની શિરાશિરામાંથી શોણિતની શેડયો ફૂટી! તેના રૂધિરથી ધરતી ધોવાઇ રહી. મરતાં મરતાં તે બોલ્યોઃ "રસકસહીન ભૂમિ, મારાં અસ્થિના ખાતરવડે અને અંગના રક્તપાને પુનઃ પાછી ફળદ્રુપ થશે અને સાંભળી લે ઓ જનતા, તું મારો નાશ કરી શકશેઃ મારામાં વસેલી અણદીઠ શક્તિએ કરેલ પડકાર પ્રલયકાળે પણ લોપાશે નહિ; અંતરાત્માનો એ અવાજ, નશ્વર નથી, એ શાશ્વત છે અને એને આદર દીધે જ આત્મકલ્યાણ છે." સાંભળ્યું હતું કે એ ક્રાન્તિકારના અમર આત્માનાં દર્શન કરવા દેવોની અસંખ્ય કીકીઓ, ટમટમતા તારકગણ ભેગી ભળી ગઇ હતી.

"પાદરીસાહેબ, વર્ષોના બિમાર દર્દીને, ધન્વન્તરી સરખા કોઇ જોગીની જડીબુટ્ટીથી આસ્તે આસ્તે ઉમદા અસર થાય, તેમ જનતા મોડીમોડી પણ જાગી–એના મનોમન્દિરનો સુશુપ્ત દેવ જાગ્રત થયો, અને તેણે "જાગ્યા ત્યારથી સ્હવાર"

ગણીને, પેલા ક્રાન્તિકારના વધની દૈવી સજામાંથી બચવા માટે એનો પાળીઓ, આ ધર્મક્ષેત્રરૂપ કાશીને કિનારે ઉભો કર્યો. તેની પ્રત્યેક સંવત્સરીએ એ પૂજ્ય પાળિયાદેવના પૂજન–સેવન નિમિત્તે યાત્રામેળો ભરાય છે ખરો, પણ જુઓ છો કે કાર્ય-કારણની વિવેકશક્તિ પાછી તંદ્રાવસ્થા સેવવા લાગી છે!’

“મને લાગે છે, કે ધર્મનું પુનરુત્થાન હજુ વિશેષ બલિ વાંચ્છે છે.” જાણે પાળિયાદેવની પ્રગલ્ભ પ્રતિભાને નયનમંદિરમાં પધરાવતા હોય, એમ નમતા પોપચે મિ. જેકોબીએ કહ્યું, અને હવે પેલા શિલાલેખમાંના ન વંચાતા અક્ષર સહેલાઈથી વાચવા લાગ્યા.

*

**ધ ને શ્વ ર ના** અપભ્રંશરૂપે એમનું મૂળ નામ ધનેશ્વર હતું, પણ હરકોઈ દર્દને દફે કરનારી અનુભવસિદ્ધ રામબાણ માત્રાઓથી, 'જંગલની જડીબુટ્ટીઓથી' તથા દેવના પ્રસાદ સરખી ભસ્મો અને દવાઓથી, સૌ તેમને ધન્વન્તરીને નામે ઓળખતા.

**એક** દીપોત્સવી અંકમાં છબી સાથે તેમનો છપાયલો વૈદક વિષય વાચતા પોતે આર્મચેરપર પડયા હતા. દિવસ દીવાળીનો હોવાથી ઘરનાં બાળગોપાળ કલ્લોલ કરતાં ફટાકડા ફોડવામાં ગુંથાયાં હતાં. પત્નીશ્રી રસોડામાં હતાં અને રસોડામાં સુગન્ધને શેરડે મ્હોંમાં અમી છૂટે, એવી વાનીઓ તળાતી હોય, એમ જણાઇ આવતું.

**દી**પોત્સવી અંક વાચતાં વાચતાં, વૈદ્યરાજની આંખો તથા કાન ખડકીનાં બન્ધ બારણાં ભણી ખેંચાયાં. તેમણે ઉઘડતી ખડકીનો ચિંચરૂકો સાંભળ્યો—માત્ર ચિંચરૂકો; દર્દીને જોવા સારૂ કોઈ તેડવા આવનાર હોય, તો મોટરનું ભુંગળું કે ટેક્સીની ટોકરી વાગવી જોઇએ; તેવો કશો અવાજ નહતો નીકળ્યો છતાં, 'કોણ હશે?' એમ વૈદ્યરાજ વિચાર કરવા જતા હતા તે જ વખતે, ખોલેલી ખડકીને બન્ધ કરી, ઘરમાં દાખલ થતી કોઇ વ્યક્તિનો ઓળો પડયો. વૈદ્યરાજ ટટાર થયા અને જયારે અન્ય ધન્ધાર્થીઓ, આમ વખત—બેવખતે આવનાર ઘરાક માટે કદાચ ચીડાઇને કટાણું મ્હોં કરી નાખે, ત્યારે વૈદ્યરાજના મુખપર હમેશાં પ્રસન્ન—ગમ્ભીરતાની રેષાઓ તરતી હોઇ, 'રાતની ડબલ ફી'ના જોરે પોતે આવનારને આવકાર દેતા અને દીપોત્સવી અંકને હાથમાંથી ટેબલપર નાખતા ઉભા થયા.

**આ**વનાર પુરૂષ હતો. તે ઢીલા પગે ને વીલા મુખે

આવીને વૈદ્યરાજની બેઠક સામે, હમેશ પથરાયલી રહેતી ચટાઇ-પર બેઠો. પોતે દર્દીને જોવા સારૂ, વૈદ્યરાજને અત્યારે તેડવા આવ્યો હતો. એના ચિન્તાતુર ચ્હેરાપરથી, આંખોની ફીકાશપરથી અને રડમસ અવાજપરથી લાગતું, કે આશાના તમામ તંતુઓ તૂટી ગયા પછી, પોતાને અને પોતાના વ્હાલા એક દર્દીજીવને મારનાર કે ઉગારનાર જગત્માં કોઇ પણ હયાત હોય, તો ફક્ત વૈદ્યરાજ છે, એમ સમજીને તે અહીં આવ્યો હોવો જોઇએ.

"કોઇ બીજાને મળો, મારાથી નહિ અવાય." તેડવા આવનારની વાત સાંભળ્યા પછી ધન્વન્તરીએ નન્નો સુણાવ્યો.

"કોને મળું, મારા માબાપ! આપના વગર મને બીજા કોઇમાં આસ્થા નથી." પેલો કરગરતો હતો.

"ત્યારે મારે કહેવું જોઇએ, કે તમે અન્ધશ્રદ્ધાળુ છો!" વૈદ્યરાજના મુખમાંથી ભાગ્યે જ કોઇ બીજા ધનિક દર્દીની આગળ આવો ઉપદેશાત્મક ઉચ્ચાર નીકળ્યો હશે—બલ્કે પ્રસંગ પરત્વે, પોતાની જામેલી પ્રતિષ્ઠાના વચમાં આવનાર હરીફ જ હયાત નથી, એમ અનેક રીતે તે પુરવાર કરવા પણ તત્પર થાય! પણ તેડવા આવનાર ધનિક નહતો; તે દવાના કે દર્દીનું શરીર તપા-સરાવ્યાના પૈસા પણ ભરી શકે એવો નહતો; પોતે ધન્વન્તરીની દયાપર જીવન-મૃત્યુની રાહ જોતો અહીં આવ્યો હતો.

"અન્ધશ્રદ્ધાળુ ગણો તો એમ; ધન્વન્તરીજી—મારા ભગવાન! એક મરવા પડેલા જીવ ખાતર દસેક મિનિટનો ભોગ ન આપો?"

"સવાલ દસ મિનિટના ભોગનો નથી; આવું, તો અન્ધશ્રદ્ધાને ઉત્તેજન આપવા જેવું થાય અને સપરવે દહાડે હું એવું અણ-છાજતું ઉત્તેજન નહિ આપી શકું." વૈદ્યરાજે તત્વજ્ઞાન ડહોળ્યું.

વૈદ્યરાજના શબ્દે શબ્દે પુરુષનું અંતર ચચણી જતું હતું. તેમણે વળી બીજી દલીલ કરી :

"જુઓ છો કે એની બા રસોડામાં છે અને છોકરાં ફટાકડા ને દારૂખાનું ફોડવામાં ગુંથાયાં છે. એમને સુનાં મૂકીને તમારે ત્યાં આવું ? પછી એમની સંભાળ કોણ રાખે ?"

છોકરાં દારૂખાનું ફોડતાં દાઝી મરે એ એક ભય હતો—ભવિષ્યની અટકળમાત્ર હતી; જ્યારે બીજી બાજુ, દવા સિવાય એક દર્દીનો જીવ જતો હતો: વૈદ્યરાજે ઇચ્છયું હત, તો તેમનાં છોકરાંની સંભાળ માટે જોગવાઇ ઉતરી શકે એમ હતું; દર્દીની સંભાળ વૈદ્યના એકલાના જ હાથમાં હતી—નિર્ધન પુરુષ બધું સમજતો હતો, છતાં વૈદ્યરાજને આવી સમજણ પાડવાની હિંમત હારી બેઠો હતો. તેણે નિઃશ્વાસ નાખ્યો.

સપરવે દહાડે, કલ્લોલમય વાતાવરણવાળા વૈદ્યરાજના મકાનમાં નિઃશ્વાસ નાખવા કોઇ આવે, તે કેમ ગમે ? તેમણે કહ્યું:

"એક આજ ઘેર શું દાટયું'તું કે કંઇ નહિ ને અહીં જ આવવાનું સૂઝયું ? ગામમાં બીજા વૈદ્ય–દાક્તરોનો દુકાળ પડયો છે ?"

"દુકાળ તો નહિ, પણ આપ જેવા ન સાંભળો, તો આવા નિર્ધનનો બીજો કોણ બેલી થાય ?" પુરુષની પાંપણો ભીંજાતી હતી.

"પૈસા ન હોય તો અહીં શું કરવા ટળો છો ? ધર્માદા દવાખાનામાં જતાં શી ચૂંક આવે છે તે !" વૈદ્યરાજના સ્ટિમ હવે તપી ગઇ. ધર્માદા દવાખાનાંના રંગીન પાણીનાં પીણાં પાઇ પાઇને પોતે ત્રાસી ગયા પછી જ ધન્વન્તરીને શરણે આવ્યો છે, તે વાત કહેવા જતાં પેલાની જીભ ન ઉપડી. તેણે દયા યાચતી આંખે જોયા કર્યું.

"કેમ, કહ્યું તે માન્યામાં નથી આવતું ?" વૈદ્યરાજે રાડ પાડી.

"અરેરે," ઘરાક કાકલુદીભર્યા કંઠે બોલ્યો: "દર્દી આપને જ ઝંખે છે ને મનેય એક આપનાપર ભરૂંસો છે; આપનો ફેરો ફોકટ નહિ જવા દઉં; કહેશો ત્યાંસુધી દવાઓ ઘૂંટવા ને ઓષધો કૂટવા આપને ત્યાં રહીશ અને ફીનું સાટું વાળી આપીશ. દયા ન કરો?"

કબાટના કાચની બહાર, દવાઓથી ભરચ્ચક ભરેલી કેટલીય સીસીઓ ડોકિયાં કરી રહી હતી, પણ ધન્વન્તરીના હૃદયરૂપ સીસામાંનું, **દયા** નામનું પ્રવાહી સળકયા સિવાય એક પણ સીસીપર એમનો હાથ અડે એમ નહતું! દુઃખીઆરો જીવ બ્રહ્માન્ડનો નિઃશ્વાસ નાખતો પાછો ફર્યો. તે ખડકી બહાર નીકળ્યો, કે તરત અન્દરનો આગળો વસાતો તેણે સાંભળ્યો. એ વિચારતો:

"એક અસહાય-બિમાર જીવ એની દવાથી મરતો ઉગરી જાત, તો વૈદ્યરાજ કેટલું બધું પુણ્ય પામત! પૈસા કરતાં પુણ્ય ન વધે? પણ નહિ, મારી પોળના પડોસીઓ, બોર, મુળા કે ગાજર વેચનારના એક પહ્લામાં, દેવી અન્નપૂર્ણાનું નૈવેદ્ય નાખી, જેમ એ ગાજર જેવી વસ્તુઓ વ્હોરે છે તેમ, જમાનો પુણ્યને વેડફીને પૈસા જ વ્હોરવામાં સમજ્યો છે! ભલા ભગવાન!"



**તે ગર્ભ શ્રીમન્ત** પિતાના ખાનદાન કુટુમ્બનો નબીરો હતો. શરાફી પેઢી હતી અને ધીરધારનો શાહુકારી ધન્ધો ધમધોકાર ચાલતો. સુખ–સાહ્યબીનો પાર નહિ; લાડી વાડી ને ગાડીવડે કુટુમ્બ કલ્લોલ કરે; એની પેઢીને પ્રતાપે રાજા–રજવાડાઓને પણ આર્થિક રાહત મળે; એનું નામ લક્ષ્મીનન્દન.

અઢારસો સત્તાવનના બળવા વખતે દશાએ પલટો ખાધો.

લક્ષ્મીનો નન્દન, ગોરી ચામડીનાં કરપીણુ કૃત્યોને ભોગે, હજારો નિર્દોષ કુટુમ્બોની સાથે લૂંટાયો, પિતા વિનાનો થયો, ઘરબાર વિનાનો થયો; તે શરાફ મટીને, શાહુકાર ફીટીને, બેકાર બની ગયો.

મધપૂડામાં મધ હતું, ત્યાંસુધી એની આસપાસ બેસુતમ મધુમક્ષિકાઓ વણનોતરી ગણુગણ્યા કરતી; પણ હવે? ફળ-ફૂલ કે લતા-પાન વિનાના સુક્કા ઝાડપર કોઈ પંખીને બેસતું દીઠું છે? નિર્જળ સરોવરને અંકે ન કમળ ઉગે ન હંસ તરે! ઉજડ ફૂલવાડીએ તો કાગડા જ ઉડે ને? 'કૌટુમ્બિક વૈદ્ય' તરીકે હજારો રૂપિયાની કમાણી કરનાર ધન્વન્તરી, તે દિવસથી લક્ષ્મીનન્દનનો તાબેદાર મટી ગયો; એનાં જ નાણાંવડે તેણે ગંજાવર આયુર્વેદિક ફાર્મસી ખોલી, પોતે પ્રતિષ્ઠા જમાવી, સાક્ષાત્ 'ધન્વન્તરી' થઈ બેઠો. દીવાના પ્રકાશ તરફ સેંકડો ફૂદાં તણાઇ આવે, તેમ દર્દીઓની ભીડ એને ત્યાં એટલી થતી, કે લક્ષ્મીનન્દન જેવાને ઊભા રહેવા જેટલું સ્થાન જ શાનું મળે? એને માન પણ કયાંથી? એનાપર તે ધ્યાન અપાય?

દશા ફરી, દિનમાન ફર્યો; સમયના વારાફેરામાં અથડાતો, કૂટાતો, કચડાતો, લક્ષ્મીનન્દન જેમતેમ કરી જીવનગુજારો કરતો-એને આ અવસ્થામાંય દિલના આરામરૂપ હતી માત્ર સુશીલ, સંસારશોભન ને શીલગુણ સુન્દર સહચરી.

તે છેલ્લા છ માસ થયાં માંદી હતી. બન્યા તે ઔષધોપચાર થયા છતાં દવાની ટાંકી લાગતી નહિ-બલ્કે દર્દ વધ્યે જતું. પત્નીના આગ્રહને વશવર્તી, આજ 'ધન્વન્તરી'ને ત્યાં છેલ્લો પાસો ફેંકાયો; લક્ષ્મીનન્દન દવા કે દયા, બન્નેમાંથી એકપણ ચીજ લીધા સિવાય, કેવળ નન્નો લઇને, ત્યાંથી પાછો ફર્યો.

દિવસ દીવાળીનો હતો, તેથી સરિયામ રસ્તે થઇને ઘેર જતાં લક્ષ્મીનન્દને હવાઇઓ ફૂટતી જોઇ, એના દિલની, ભૂતકાલીન સુખસમૃદ્ધિની ફેવીએ હવાઇ કલ્પનાઓ એને મુઝવી રહી હતી. ફૂટતા બન્ધૂકીઆ ટેટાથી, આતશબાજીના રસિયા લોક જ્યારે ખુશ થતા, ત્યારે ટેટાના એક એક અવાજે, તેના જીવતરનો એક એક સાંધો જાણે તૂટતો ન હોય,એમ લાગતું. લવિંગીઆ ટેટીઓની ફૂટતી લુમોના ફડાકાથી એનું હૃદય ફફડી ઉઠતું. વીજળી, તારામંડળ કે ફૂલકણીઓના રંગબેરંગી ઉજેશે, એનાં નિસ્તેજ લોચનમાં વધારે અન્ધકાર અંજાતો. મેવા–મીઠાઇથી ખડકાયલી દુકાનોમાં, એની નજરે એક જ ચીજ પડતી–સ્મશાનયાત્રાએ નીકળતી શબ–ઠાઠડી પાછળ ભસતાં કૂતરાંને શાંત પાડવા નંખાતા લક્કડશી લાડુ તરફ! કીનખાબ, અતલસ અને ઝૂલ–ઝાલરથી જાજરમાન લાગતી કાપડીઆઓની દુકાનો તરફ વળતાં, તેની નજર એક જ વસ્તુ ખોળતી હોય એમ લાગતું–મૃતદેહપર ઓછાડવાનું રાતું શેલુ! તેને તરંગ ઉદ્ભવતો: " આવા સપરવે દહાડે શેલુ કે લક્કડશીના ખરીદના અપશુકન વ્હોરવા જેટલો કયો વેપારી દયાળુ થશે? ન કરે નારાયણ અને અનિષ્ટ જ બનવાનું હોય, તો વૈદ્યરાજે કર્યો, તેમ અહીંથી યે મારે હડધૂત થવું પડશે!" અને પંચીઆને છેડે આંખો લૂછતો તે ઘર તરફ જતો. નભોમંડળમાં તગતગતા નવલખ તારકગણ જેવી દીપોત્સવીની દીપમાળમાંના પ્રત્યેક દીપે એની નજર ફરી વળતી: " ચઢતા દિનમાનની ચિનગારી કયાંય જળે છે!" દીપશીખાના ગર્ભમાં ગુંથાતી કાળી મેશ સિવાય બીજું કશું જ તે જોઇ શકતો નહિ. નગરલોક આજ આનન્દઉત્સવમાં નિમગ્ન હતા, ત્યારે લક્ષ્મીનંદન, 'અક્કરમીનું કિસ્મત કાણું' અનુભવતો ઘેર પહોંચ્યો.

હળવેથી બારણું ઉઘાડી, તે દર્દીની પથારી આગળ

આવ્યો તે જ વખતે, અંતિમ આશાના ઝાંખા—છેક ઝાંખા ઝબકારા જેવો, દીવેલના કોડીઆમાંનો મોગરો, છેલ્લીવાર જરા ઝબકીને બુઝાઇ જતો હતો.

* * *

**સુશિલા** જરા જંપી હતી, એને જગાડીને, વૈદ્યરાજ ન આવ્યાની માઠી ખબર કહેવા કરતાં અત્યારે નિરાંતે સુવા દેવી, એ જ ઠીક છે—એમ ધારી લક્ષ્મીનન્દને તેને બોલાવી નહિ. ધીમે રહીને તેની નાડી જોઇ: મન્દ ધબકારા ચાલુ હતા. સુશિલાપર બરાબર કામળ ઓઢાડી, પાસેની ચટાઇપર, દીપોત્સવીના વાર્ષિક પર્વે, દીવા સિવાયના અન્ધારા ઘરમાં, અન્ધકાર—ઘેરી જીન્દગી ભોગવતો લક્ષ્મીનન્દન, દર્દીની રક્ષા કરતો બેસી રહ્યો—એકલો, અટૂલો, બેસતા વર્ષનો સૂર્યોદય શું લઇને આવશે, તેના તરંગો કરતો.

પડખે દેવદારની પેટીનું ખોખું પડ્યું'તું. તેને અઢેલીને તે બેઠો હતો. પેટીની ધાર ખૂંચી, તે સાથે જ પેટીની અન્દર પડેલાં ખતપત્રો પણ તેને સાંભર્યાં અને ખૂચ્યાં: " એ દસ્તાવેજો ને એ ખાતાંને સંઘરી રાખીને શું કરવાં છે? મુદત વીતી ગયા પછી, હવે એને ધોઇ પીવાનાં? બાળી નાંખું? તો પછી દેખવું નહિ, દાઝવું ય નહિ! હવે આ લક્ષ્મીનન્દનને કોણ ઓળખે છે? દિ' ફરી બેઠા પછી કોના હૃદયમાં રામ વસનાર છે, કે લ્હેણું પતાવવા આવે!" પેટી ઉઘાડી. અન્દરથી, એકવારનાં 'કિમતી' કાગળિયાંની બીંદડી બહાર કહાડી. મૂકતો હતો તે તાકામાંથી દીવાસળીની પેટી લેવા ઉઠયો. પેટી જડી, પણ તેને જમીનપર પછાડતો તે બોલી ઉઠયો: " અરે કિસ્મત!" તેણે કપાળ કૂટયું: " મારી દશાને તું હસી રહ્યું છે!!" અન્દર એક પણ કાંડી નહતી.

પાછો ચટાઇપર આવીને બેઠો અને અર્થ વગરના ઉડતા વિચારોમાં તેણે ઉંઘ વગરની આંખે આખી રાત વીતાવી; એના ઘરમાં અને જીવતરમાં રમતા હતા અનિષ્ટ ભાવિના ભણકાર, દર્દીને લઇ જવા આવનાર કાળદૂતના પડઘા અને પ્રગાઢ સુનકાર.

અરુણોદય થઇ ગયો હતો. નવા–બેસતા વર્ષની નોબત ગડગડી રહી હતી. અવારનવાર 'સબ્બરમે દિન સબરસ'ના શકુન કરાવતા બાલબટુકોના બુલન્દ ટહૂકે દિશાઓ ગાજી રહી હતી. પ્રભાતની કુંકુમપગલીઓવડે સૃષ્ટિમાં આનન્દ ને ઉલ્લાસભર્યું નવચેતન પૂરાતું હતું, વાજાંવાળાના મિઠ્ઠા સરોદ સરવા માંડયા હતા. ભરથરી લોકનાં પ્રભાતિયાં તથા 'આજે મ્હારે દિવાળીના દન રે નબિયામણા રે...' જેવાં ગીતથી વાતાવરણમાં પ્રફુલ્લતા પ્રસરી રહી હતી. લક્ષ્મીનન્દનને એમાંની કોઇ ચીજ કામની નહતી, કોઇપણ વસ્તુથી, એ જે ઇચ્છતો હતો તે તેને મળી શકે તેમ નહતું: બેસતા વર્ષના આનન્દથી વંચિત–અથવા બેદરકાર–એ દુઃખીઆરો જીવ દાતણ પાણી કરીને ન્હાવા બેસતો હતો, તે જ વખતે સુશિલાએ પાસુ ફેરવ્યું. તે ન્હાયા સિવાય જ ચોકડીપરથી ઉઠ્યો અને એની પાસે ગયો. સુશિલાએ ઉઘડતાં પોપચાંથી, લક્ષ્મીનન્દનને નજર સામે દીઠો–તેણે બેસતા વર્ષે, સૌથી પ્રથમ સ્વામીનાં દર્શન કર્યાં. "હવે જીવ જાય ત્હોય સ્વર્ગે જશે, સ્વામીનાં દર્શન થયાં!" સુશિલા સ્વગત કલ્પતી હતી.

"કેમ છે તને?" લક્ષ્મીનન્દને દિલના ઉંડા ભાવથી પૂછ્યું.

"વૈદ્યરાજ..." સુશિલાથી વધારે ન બોલાયું.

"રાતે તેડી લાવ્યો'તો; નાડી તપાસી, શરીર જોઇ, મને દવા લખી આપી છે, તે હવે લઇ આવું છું. તું જંપી'તી,

તેથી ન જગાડી." અલબત, આ જુઠ્ઠાણું હતું, છતાં સત્ય કરતાં વધારે સલામત રાખનારૂં લાગવાથી લક્ષ્મીનન્દન જુઠ્ઠું જ બોલ્યો.

"સબરસ લેશો કે?" એક બાલબટુકે બારણું ઠોક્યું.

"એના તો શકન..." સુશિલા શકુન લાભવા ઇચ્છતી હતી.

"લઇ આવું ત્યારે–" કહીને લક્ષ્મીનન્દને, પાકીટમાંનો છેલ્લો પૈસો સુશિલાની અભિલાષા પરિતોષવા ખાતર સબરસ ખાતે ખર્ચવા બહાર કહાડ્યો અને તે 'શકુન લાભવા'ની ઇચ્છાએ બારણું ઉઘાડવા ગયો. બારણું ખોલ્યું, સબરસ લીધું; લઇને પાછો ફરતો હતો, ત્યાં બહારથી કોઇએ એને પૂછ્યું :

"લક્ષ્મીનન્દન શેઠનું આ મકાન?"

સાંભળીને લક્ષ્મીનન્દન મુઝાયો. બેસતા વર્ષે સબરસના શુકન સકર્મીને જ ફળે; અભાગિયાને કર્મે શકુન સર્જાયા હોય ત્હોય તે અપશુકનના રૂપમાં ફેરવાઇ જાય! રાતનું બન્ધ બારણું ઉઘડતાની સાથે, પ્રભાતમાં તેનું તકદીર ઉઘડતું હોય એમ ભગ્નાશ જીવને કલ્પના જ કેમ થાય? થાય ત્હોય તે હસી કહાડવા યોગ્ય કાં ન ગણાય? તેને ભાગ્યનું પાંદડું, આગંતુકના પ્રશ્ન સાથે જ સાવ બીડાઇ જવાનો ભણકાર થયો.

"હા; શું કામ છે?" આગંતુકને ધ્રૂજતા અવાજે કહ્યું. ઉત્તરમાં તે ગૃહસ્થ ઘરમાં દાખલ થયો. કોઈ લ્હેણદાર ઉઘરાણીએ આવ્યો હોય અને પોતાની કને દમડી સરખી ન હોવાથી તે હડધૂત કરી નાખે ને મૃત્યુને બિછાને પડેલા સુશિલા કડવાં વેણ સાંભળી, દુઃખી થાય એવા અનુમાનથી, લક્ષ્મીનન્દન, પેલા ગૃહસ્થ સાથે બાજુની ઓસરીમાં જઈ બેઠો.

" આપનું જ નામ લક્ષ્મીનન્દન ? " ગૃહસ્થે પૂછ્યું.

" જી. " ધડકતી છાતીએ ઉત્તર મળ્યો.

ગૃહસ્થ વિચારમાં પડેલો લાગ્યો. લક્ષ્મીનન્દનની અધીરાઇ અને શંકા વધતાં હતાં. તેણે પૂછ્યું :

" ક્યાંથી આવો છો ? "

ગૃહસ્થે ગામનું નામ કહ્યું. લક્ષ્મીનન્દનને ગામ પરિચિત લાગ્યું.

" કેમ આવવું થયું છે ? "

" તમારૂં જૂનું લ્હેણું પતાવવા..."

સાંભળીને, પ્હરોડિયાનું સોનેરી સ્વપ્ન અનુભવતો હોય એમ લક્ષ્મીનન્દન ચોંકયો. સાંભળેલા શબ્દો માટે, કાનપર તેને ભરૂંસો ન પડયો. સ્થિતિ મૂઝવણમાં નાખતી.

" મારા પિતાએ, આપના પિતા પાસેથી બે હજાર અંગ- ઉધાર લીધેલા; તે તો ગુજરી ગયા—

" અને મારા પિતા પણ ! " નિખાલસ અને દુઃખથી દબાઇ ગયલું લક્ષ્મીનન્દનનું દિલ ઉકળતું હતું.

" તેથી કાંઇ તમારૂં લ્હેણું ગુજરી શકતું નથી- કહો, ખાતું–કોઇ દાખલો–છે ? "

—અને રાતને વખતે, કાંડી સિવાયની જે ખાલી પેટીને તેણે ફેંકી દીધી હતી, તેનાપર એને અપૂર્વ વ્હાલ છૂટયું. તે ખાતું શોધવા ઉઠયો—" ઇશ્વર જે કરે છે, તે સારા માટે " એમ સ્વગત વિચારતો ઉઠયો–જઇને પેટીમાંથી બહાર કહાડેલી બાંદડી પેકબન્ધ લઇને ઓસરીમાં આવ્યો.

"આમાં હોય તો જોઇએ, નહિ તો નસીબ..." કહીને તેણે બન્ધ બીંદડી ખોલી અને બન્ને જણ જરૂરી ખાતુ ખોળવા લાગ્યા—અથવા બીંદડી શા માટે? લક્ષ્મીનંદન તેનું નસીબ શોધી રહ્યો'તો; લ્હેણું પતાવવા આવેલ ગૃહસ્થ તેની ગૃહસ્થાઇથી, નસીબ શોધવામાં સાથ દઇ રહ્યો'તો.

કહે છે કે ગરીબની 'હાય'થી લોખંડ પણ બળીને ખાખ થઇ જાય છે અને સાફ દાનતથી ઉમદા બરકત મળે છે. ગૃહસ્થની સાફ દાનતે, લક્ષ્મીનંદનનું ભાગ્ય ઉઘડતું જણાયું. ખાતું હાથમાં આવ્યું! તેમાં રકમ ભરપાઇ કરાવી લઇ, વ્યાજ સાથે નાણાં ચુકાવી આપી, ગૃહસ્થ વદાય થયો—સાથે લક્ષ્મીનન્દનના અંતરની ઉંડી આશિષ લઇને.



**સુશિલા** સમક્ષ, થોડી જ વાર પહેલાં, લક્ષ્મીનંદને કરેલી જુઠી વાત હવે સચ્ચાઇના સ્વરૂપમાં ફેરવાઈ જવાને કશી જ પંચાત નડે એમ ન રહ્યું. એકહજાર—નહિ, વ્યાજ સાથે સવા ત્રણ હજાર રૂપિયા! માગી માગીને વૈદ્યરાજ કેટલી ફી માગનાર હતા? પૂરા સવા ત્રણ હજારને ય ખર્ચે જો સુશિલાનો બૂઝાતો જીવનદીપ ટકી શકતો હોય તો લક્ષ્મીનન્દનને બીજા કશાની તૃષ્ણા ન હતી, તે સુશિલાની પથારી પાસે ગયો. સુશિલાનાં લોચન મીંચાયલાં હતાં અને રોજના જેવી તાણ, લવરી, કે બીજી બેચેની જેવું આજ એકેય ચિહ્ન નહતું જણાતું. "દૈવે ગરીબ સામે જોયું. લાગે છે!" લક્ષ્મીનંદન ઈશ્વરનો આભાર માનતો, સુશિલાને પથારીમાં જ સૂતી મૂકી ઘરબહાર નીકળ્યો—એકહજારની એક નોટ સાથે રાખીને.

તે ધન્વન્તરીને ત્યાં જવા નીકળ્યો હતો. જતાં જતાં

રસ્તામાંથી વૈદ્યરાજનાં બાળકો માટે મેવા–મીઠાઈની છાબડી ખરીદતા જવાને મન લલચાયું, પણ સુશિલાની તબીઅત ! એને માટે દવા ! અત્યારે એનું મગજ એક જ આશામાં તલ્લીન હતું, નિમિષમાત્રનો વિલંબ કરવો, એ હવે તેને માટે બહુ વસમી વાત હતી. એના શિથિલ, નબળા પગમાં હવે ઓર જોમ આવ્યું હતું. તે વૈદ્યરાજને ત્યાં પૂરતી ઝડપે જઈ પહોંચ્યો.

બેસતું વર્ષ હતું, તેથી મળવા આવનારના સ્વાગત માટે વૈદ્યરાજ ગાલીચો ને ગાદી તકીઆના ઠઠેરા સાથે તૈયાર થઈને બેઠા હતા. સૌથી પ્રથમ મળવા આવનાર કદાચ લક્ષ્મીનન્દન પણ હોય ! તેને આવતો જોઇ , વૈદ્યરાજનું મ્હોં નેપાળો ગળ્યા જેવું કટાણું થઇ ગયું, પણ આવતાની સાથે જ, લક્ષ્મીનન્દને ગજવામાંથી એક હજારનો નોટ કહાડીને વૈદ્યરાજના હાથમાં મૂકયો. જોઇને વૈદ્યરાજ આભા બની ગયા. " એક હજાર રૂપિયા! લક્ષ્મીનન્દનની પાસે હજાર રૂપિયાનો નોટ ! " કટાણા મુખપર પ્રસન્નતા આણવા મથતા વૈદ્યરાજ, લક્ષ્મીનન્દનનું મૂક સ્વાગત કરતાં વિચારતા હતા; તેમને વિશ્વાસ ન પડયો. પોતે જુએ છે તે સ્વપ્ન તો નથી જ એવી સોળેસોળ આના તેમને ખાતરી હતીઃ " ત્યારે આમ બન્યું શી રીતે ? નોટ બનાવટી હશે ? ખરો હોય તો કયાંકથી ધાપ મારી લાવ્યો હશે ? કે કોઇનો પડી ગયેલો હાથ લાગ્યો હશે ? " ધન્વન્તરીના જીવનને છાજતી અટકળોમાં વૈદ્યરાજના મગજનું દહીં થઇ જતું હતુંઃ " ગમે તેમ હોય, આપણે તો કામ સાથે કામ છે ને ! " તેમનો અંતિમ નિરાધાર આ હતો.

" લક્ષ્મીનન્દન," હવે વૈદ્યરાજના શબ્દોમાં મમતા ને

મીઠાશનું મિશ્રણ ફલવાતું હતું: "નોટ મને આપવાનું કાંઇ કારણ ?"

"આપનાં છોકરાં તે મારાં સગાં ભાણેજ જેવાં છે; આપના કુટુમ્બને વાર-તહેવારે ખુશ કરવાનો કુળાચાર, નિર્ધનતાએ હણી લીધો હતો તેથી નિરુપાય હતો; ઇશ્વરે સામું જોયું, ત્યારે છોકરાં સારૂ મીઠાઇ લઇ આપવા, મળી તે ફૂલપાંખડી લઇને આવ્યો."

"રાતે તમે આવ્યા, ત્યારે મારા જીવને ઠીક ન્હોતું–" વૈદ્યરાજ જુઠું ન્હોતા બોલતા. નિર્ધન લક્ષ્મીનન્દનને જોઇ, એમનો જીવ ગભરાઇ ગયો હતો! "ખોટું તો નહોતું લાગ્યું ને ?"

"ખોટું લગાડીને ક્યાં રહું ? પિતા ગુજરી ગયા પછી આપના વગર માથે બીજો કોણ મુરબ્બી છે!" લક્ષ્મીનન્દનની આંખો જરા ભીની થઇ.

"સુશિલાને અત્યારે કેમ છે ?" વૈદ્યરાજે કાળજી બતાવી.

"આપ પધારો ને જુઓ તો સમજણ પડે."

વૈદ્યરાજને ત્યાં મળવા આવનારાઓની પણ રાહ જોવી, હવે વિષમ વાત હતી. તે ઉઠયા. માથે પાઘડી મૂકી અને લાકડી લઇ, લક્ષ્મીનન્દનને કહ્યું:"

"ચાલો હમણાં જ જઇએ. પછી લોક મળવા આવશે તો વળી રોકાઇ જવાશે. તબીયત જોયા પછી દવા આપવાનું રાખીશ."

"રૂપિયા! ત્હારી લીલા! તારો જાદુ! તારો પ્રભાવ!" મનથી નાણાંની મહત્તાને વિચારતો લક્ષ્મીનન્દન, વૈદ્યરાજને તેડીને ઘેર આવ્યો. સુશિલાની પથારી પાસે બન્ને બેઠા. તેના-

પર ઓઢાડેલી કામળ, લક્ષ્મીનન્દને હળવે રહીને ખસેડી–અને –અને એકદમ તે આર્ત્તસ્વરે કંપી ઉઠયો !

સુશિલાની આંખો ફાટેલી હતી, વૈદ્યરાજે નાડી જોઇ; નાડી બન્ધ હતી. ધન્વન્તરી ઝંખવાયો. લક્ષ્મીનન્દન રાડ પાડી ઉઠયો;

"અરેરે, વૈદ્યરાજ ! સુશિલાના ખોળિયામાં પ્રાણ નથી ! મૂકી શકશો ? એક હજાર આપ્યા છે ને બીજા સવાબે હજાર આપું–તમારો જીવતા સુધી ગુલામ થઇને રહું–તમારી તમામ વૈદ્યવિદ્યા અજમાવી જુઓને ! વૈદ્યરાજ–વૈદ્યરાજ ! મારી સુશિલાના ખોળીઆમાં પ્રાણ મૂકી શકો એમ છો ?"

લક્ષ્મીનન્દનની રો–કકળ સાંભળીને પડોસીઓ ભેગા થઇ ગયા. તક જોઇને વૈદ્યરાજ વીલે મ્હોંડે ત્યાંથી સટકી ગયા. લક્ષ્મીનન્દન, સુશિલાના મૃત–દેહ પર પડીને લવતો હતો :

"શી ખબર કે તને આરામ ન્હોતો થતો, પણ મૃત્યુની શાંતિમાં જ તું ઘેરાયલી હતી ! મારી સુશિલા ! અરેરે, તારો દવા વગર જીવ નથી ગયો–એ નરરાક્ષસ વૈદ્યરાજની દયા વગર જ મારૂં ઘર વેરાન થયું !"

❧

# પદ્મપૂજા

[ કથાકાવ્ય ]

વર્ષતાં હિમ હેમન્તે, દાઝે લીલી લીલોતરી ;
પોઢયાં પંપાસરે પદ્મો, વાછંટે કુંજ નીતરી !

વિશાળ કેશાવલિને વિખેરતી,
વને વને ઝાકળરત્ન વેરતી,
નમી નિશા, ઘોર સમાધિ–લોચને ;
ઉષા ઉગી આભ પ્હરોડ પોપચે :

ઉષાશી એક કન્યાને, વાડીનાં ફૂલ વીણવા,
ઉદ્યાને ન્હોતરે – મિઠ્ઠાં ટ્હૂકી ગીત, મધુરવાં :

પ્રભાતની રમ્ય પ્રફુલ્લતા સમી,
પ્રભાતનાં નિર્મળ ઝીલતી અમી,
પ્રભાતને ઊઘડતે જ પોપચે,
કુમારિકાને કર છાબડી હિંચે :

વાયુના સ્પર્શથી જેવી કંપે કુંપળ કે લતા:
હિમાયાં નિરખી પુષ્પો, કંપી કોમળ કન્યકા !

ઝગે ઑણો કોક નિસ્તેજ દીવડો,
હતાશ એવાં દગ કન્યકાતણાં ;

ઝમે, ઠર્યાં ઝાકળબિન્દુ પાંદડે,
સરે છુપાં અશ્રુ ભીંજાતી પાંપણે:

મોગરે મોગરે જેવી ભમન્તી મધુમક્ષિકા,
પ્રફુલ્યાં ફૂલની આશે ઘૂમતી એમ બાલિકા:

સરોવરે ગેલતાં વાયુ ને જલ,
જળે રમે પંકજ એક કોમલ;
ન ઝાકળે પાંદડો કો હિમાયલી!
લડાવતી લાડ પ્રાતઃપ્રભાવલી:

દેખી પદ્માસને ઋષિ, દોડે ત્યાં જયમ મૃગલી,
દેખી પદ્મ પ્રફુલ્લેલું કન્યા તે ગમ ઉછળી!

સરે સરી એ, જળકન્યકા સમી;
ઝુકાયલી વેલરૂપે નીચા નમી–
ઝબોળતી નાજુક હસ્ત નીરશું,
ચુંટી ઉરે ચાંપ્યું સરોજ વિરલું:

હસી કુંજો, લતા પુષ્પો, છલ્કયું હાસ્ય ભર્યાં જળે:
ને બાલાના સ્મિતે સ્પર્શી વાયુ વાય પરિમલે:

છુપાવતી ભાવ દિલ-દાબડીમાં,
છુપાવતી પદ્મ ફૂલ-છાબડીમાં,
હરીણિશો વિદ્યુતવેગ ધારતી–
પળી લલાટેથી લટો સમારતી:

પદ્મને મૂલ્ય, 'બાપુ'નાં વાંચ્છતી 'પુણ્યપારણાં':
રાજદ્વારે ખડી કન્યા, પન્થ રોકી નૃપાલનો:

મહેલથી મન્દિર સ્વારી નીકળી:
સરોજ લૈ શ્વેત, કુમારિકા મળી:
"દીઠું ઘણે રોજ સરોજ શ્વેત આ!"
નૃપાલ કહે શબ્દ ભરેલ હેતના:–

"પદ્મ, બાલા! ચ્હડું તારૂં બુદ્ધના સેવ-પૂજને;
"છલકાવું છાબ મ્હોરોથી: માગ્યાં દઉં મૂલ્ય તુજને!"

અને ચકોરી–દિલ જાગી પ્રેરણા!
વદી, ખમી કૈંક અગમ્ય વેદના:–
"નથી-નથી બાંટવું, રાજ! પદ્મને:
"સ્વયં જઇ ભેટ ધરીશ બુદ્ધને:"

પોયણાંશા પદે ચાલી બાલા બુદ્ધ-મઢૂલિયે;
ક્ષમા શાંતિ દયાનાં જે દૈવી દાન સદા દિયે.

રમે મૃગો સાવજ સંગ, આશ્રમે:
સદૈવ જ્યાં પ્રેમ-પયોધિ ગાજતા;
પુણ્યાત્મ પદ્માસનસ્થ વિરાજતા:
પ્રશાંત કાન્તિની કલા ન આથમે:

સોહે સૌન્દર્ય આત્માનાં, છાઈ પૂર્ણ પવિત્રતા;
અમી-ઓઘે ભર્યાં ચક્ષુ સાધે બ્રહ્માન્ડ-મિત્રતા;

પ્રભાવશાળી સુપ્રસન્ન સન્તને
લળી પડી વિહ્વળ દીન-અંતરે ;
મિંચાય ચક્ષુ, ન શબ્દે ય નીકળે !
અકથ્ય ભાવે ચરણામ્બુજે ઢળે :

સેવા કે પૂજને માત્ર હતું પદ્મ પ્રફુલ્લિત ;
સમર્પ્યું શુદ્ધ ભક્તિથી ને તદ્રુપ થયું ચિત્ત :

" કહે, ચહે શું વરદાન બાલિકે ? "
પુછ્યું સ્વીકારી ઉપહાર, માલિકે :
" ચહું નહિ પાર્થિવતા મહામૂલિ,
" ચહું પદામ્બુજતણી પ્રભો ! ધૂલિ ! "

અમૃતે વર્ષતો ઇન્દુ, ખીલે સૃષ્ટિ-કલાલીલા;
ખીલે પુષ્પો, ઝીલે રશ્મિઓ કન્યાશી કોક કોકિલા.



સાયંકાળ નમે છે, રાત પડે છે, મધરાત થાય છે અને આભ ને અમ્ભોધિના આભને એકહાથ કરવા જેવી ગંજાવર પ્રવૃત્તિઓને પણ પડતી મૂકી, જગત્ જંપી જાય છે. જીવનમાં જાણે કોઇ જ કાર્ય કરવાનું બાકી ન હોય તેમ સમસ્ત જીવન નિદ્રાની મીઠી પાંખમાં નિરાંતે ઉંઘે છે. તથાપિ, મનુષ્યજીવનની અન્દર? નાડી કે હૃદયના ધબકારા? શ્વાસોચ્છવાસની ક્રિયા? નિદ્રસ્થ મગજ માંનો અખંડજાગ્રત પેલો જ્ઞાનતંતુ? સર્જનહાર એ પ્રત્યેક પાસે પોતાનું કામ કરાવતો અહોનિરંતર જાગ્રત જ હોય છે. કુદરતનો અણુએ અણુ તપાસો. તમને એમ લાગે છે, કે જનતા ઉંઘે એટલે એના જીવનને—અથવા પેલાં વૃક્ષો, લતા, ફૂલ આદિના જીવનને પણ જગતનિયંતા કેવળ તંદ્રા કે નિદ્રાને જ ખોળે નાખે છે? એમ જ હત, તો એ જ લતા કે એ જ ચીમળાયલું લાગતું ફૂલ પાછું પ્હરોડના ઝાકળ વખતે ફૂલ્યું ફાલ્યું દેખાય જ કેમ?

શું મનુષ્ય કે શું ફૂલ, ઉંઘે, પણ અન્દરનું ચેતન—અગ્નિહોત્રિના અખંડ તાજા અગ્નિ પેઠ—જાગ્રત રહે, એવો જ ક્રમ નથી યોજાયો શું?

વિધવાને છેહ દીધા પછી તેનો નિઃશ્વાસ વ્હોરનાર પેલો પાશવી જીવ ભલે છૂટકારાનો દમ લઇ નિરાંતે ઉંઘતો હોય; કે પેટના બાળકને 'હરિ આશરે' છોડી દઇ, રમા ફાવે ત્યાં એનું નાપાક જીવન વહન કરતી હોય; પણ કાળ અને કુદરતનો નિયત ક્રમ, ઘડીઆળના ટકોરા પેઠ, ટકોરાબન્ધ કામ કર્યે જતો હવે તો, એ અશુભ ઘટનાને ધોઇ નાખવા, તેનાપર બારેક વર્ષોની વર્ષા વર્ષાઇ ચૂકી હતી. બાળક અનાથાશ્રમમાં ઉછરીને મોટો થતો હતો અને એના બુઝાઇ જતા જીવનદીપને પ્રોજ્વલ રાખનાર પરગજુ ઇન્દુ, પ્રસંગોપાત એની સંભાળ લઇ જતો—સાથે જ, સામાજિક સડાને નાબુદ કરવા માટે નવી નવી પ્રવૃત્તિઓમાં નિરંતર રત રહેતો.